# નીતિ માર્ગાનુસારીના

# ૩૫ બોલ

અથવા

## માણસાઇ એટલે શું ?


લેખક

પૂજ્યપાદ આચાર્ય શ્રી નાગચંદ્રજી સ્વામીના શિષ્ય

મુનિ રત્નચંદ્રજી



પ્રકાશક

જૈન સિદ્ધાંત સભાની વતી

શેઠ નગીનદાસ ગિરધરલાલ

૨૫૯ લેમિંગ્ટન રોડ

ઑપિસાન, મુંબઈ ૯ ૭

કિંમત–વાચન અને સદુપયોગ

ટપાલ ખર્ચના બે આના પ્રકાશકને મોકલવાથી
આ પુસ્તક ભેટ મોકલવામાં આવશે.

વીર સંવત્ ૨૪૭૭
વિક્રમ સં ૨૦૦૭
જાન્યુઆરી ૧૯૫૧

આવૃત્તિ ૧ લી.
પ્રત ૫૦૦૦

મુદ્રક

ફરેદુન રૂસ્તમજી મહેતા,
"સાંજ વર્તમાન પ્રેસ
એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ—૧

# સમર્પણ

પૂજ્યપાદ આચાર્ય ગુરૂદેવ શ્રીનાનચંદ્રજી સ્વામીએ મને ભાગવતી
દીક્ષા આપીને જેમને સોંપેલા એવા સદ્ગત શ્રીમાન યોગનિષ્ઠ
શ્રી ત્રિલોકચંદ્રજી મહારાજ જેમણે ઘણાં વર્ષો સુધી પોતાની સાથે
રાખી મને સાધુપણાના સદ્ગુણોથી કેળવી રસ્તે ચડાવ્યો, અનેક
સ્થળે વિચરી જૈનજૈનેતર જનતામાં જેમણે પોતાના આચાર,
વિચાર અને સદુપદેશથી પ્રકાશ પાડ્યો, પરોપકારનાં
કાર્યો કરી જેમણે યશ મેળવ્યો, યોગ માર્ગે મુમુક્ષુ
ઓને ચડાવવાનું પોતે આદરેલ કાર્ય અવધાર્યું
અધૂરૂં મૂકી જેઓ સ્વર્ગવાસી થયા, જેમના
ઉપકારનો બદલો વાળવા હું કોઈ રીતે સમર્થ
નથી, એવા એ દિવ્ય આત્માને
(યત્કિંચિત્ ઋણમુક્ત થવા) નીતિ
માર્ગાનુસારીના ૩૫ નિયમોના
વિવેચન રૂપ પુષ્પોથી ગુંથી
એવી આ પુસ્તક રૂપ
માળા અર્ધ્ય રૂપે
સમર્પણ કરી હું
કૃતકૃત્ય થાઉં
છું
ૐ શાંતિ!

# આ ભા ર

આ પુસ્તક સંવત ૧૯૯૯ની સાલથી ભાવના રૂપે હૃદયમાં પ્રગટ્યું સં. ૨૦૦૦ની સાલમાં ખરડા (કાચા લખાણ) રૂપે દૃશ્યમાન થયું. યોગશાસ્ત્ર, ધર્મબિંદુ કર્તવ્યકૌમુદી વિગેરે પુસ્તકો વાંચી કંઈક સુધારો વધારો કરાયો.

કેટલીક લેખન સંશોધન વિગેરે આવશ્યક પ્રવૃત્તિને લઈને આ પુસ્તકનું પાકું લખાણ થતાં લાંબે વખતે સં. ૨૦૦૬ ચૈત્ર માસમાં પૂર્ણ કરી શકાયું

આ પુસ્તકમાં સહાયક બનેલા ઉપરોક્ત પુસ્તકોના કર્તાઓનો આભાર માનવામાં આવે છે

લાંબે વખતે પણ આ પુસ્તક પૂર્ણ થતાં સુધી અન્ય દરેક કાર્યોમાં સહાયક બનેલા તપસ્વી સેવાભાવી મહારાજ શ્રીકૃષ્ણજી સ્વામીનો મહાન ઉપકાર કોઈ રીતે ભૂલાય તેમ નથી

જૈન-જૈનેતર, સ્ત્રી પુરુષો નાના-મોટા દરેક વર્ગને અતિ ઉપયોગી એવું આ નાનકડું પુસ્તક વાચકો વાંચી સંગ્રહ કરી યત્કિંચિત્ પણ અમલમાં ઉતારશે, આત્માને સુધારશે તો લેખકના લેખનની સફળતા અને પ્રકાશકના દ્રવ્યનો સદુપયોગ થયો ગણાશે.

સુજ્ઞેષુ કિં બહુના! ૐ શાંતિ!!!

પૂજ્યપાદ આચાર્ય શ્રીનાગચંદ્રજી સ્વામીના શિષ્ય
મુનિ રત્નચંદ્રજી કચ્છ દેશ.

# આ પુસ્તકના પ્રકાશનમાં સહાય
## આપનારના મુબારક
## નામો.

આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવામાં નીચેના ધર્મપ્રેમી સુશ્રાવક સદ્‌ગૃહસ્થોએ સહાય કરી છે આ પુસ્તકોની કુલ પાંચ હજાર નકલ છાપવામાં આવી છે અને તેનો વિના મૂલ્ય પ્રચાર કરવા માટે નીચેના સદ્‌ગૃહસ્થોના નામની સામે લખેલ રકમો તેઓશ્રીઓએ આપેલી છે

રૂ ૧૫૦૦ શાહ વીરજી શીવજી કુંદરોડી. કચ્છ

રૂ ૬૦૦ શ્રી વીરજી દેવન છેડા, ભવાનજી દેવન છેડા તથા ધારસી દેવન છેડા તેમના સ્વર્ગસ્થ પિતાશ્રી દેવન મુરજ છેડાના સ્મરણાર્થે વાંકી કચ્છ

રૂ. ૬૦૦ રામજી કુરપાલ શાહ. તેમના પિતાશ્રી કુરપાળ જેસંગ શાહના સ્મરણાર્થે કાંડાગરા કચ્છ

રૂ. ૩૦૦ શાહ નાગસી હીરજી લાખાપુર. કચ્છ (હાલ નાગપુર)

રૂ ૩૦૦ શ્રી સુંદરલાલ વેલચંદ શાહ, ધાનેરા. તેમના સ્વર્ગસ્થ પિતાશ્રી વેલચંદ હરિચંદના સ્મરણાર્થે

આ પુસ્તક છપાવવાના ખર્ચ માટે ઉપર પ્રમાણે સહાય આપનાર આ સર્વે સદ્‌ગૃહસ્થોનો આભાર માનવામાં આવે છે

જૈન મુનિ રત્નચંદ્રજી

# પ્રસ્તાવના

નીતિ માર્ગાનુસારી એટલે નીતિના માર્ગને અનુસરનાર એટલેકે માણસાઇવાળો અથવા મનુષ્યપણાના આચારવાળો માણસ.

શ્રી હરિભદ્રસૂરીએ ગૃહસ્થના સામાન્ય ધર્મ ને અનુસરવા માટે જે બોલ નિયમો લખ્યા છે તે લગભગ ૪૪ છે જ્યારે એના ઉપરથી શ્રી હેમચંદ્રાચાર્યે પાંત્રીશની સંખ્યા નિયત કરેલી છે એ પાંત્રીશ બોલ જુદે જુદે ઠેકાણે પ્રચાર પામ્યા છે તેમાં દરેકે એક સરખા એ બોલ સંગ્રહ્યા નથી પરંતુ તેમા સ્વમતિ અનુસાર યોગ્ય ફેરફારો મૂળ અને વિવેચનમા કર્યા જણાય છે

આ પુસ્તકમા શ્રી. હેમચંદ્રાચાર્યના યોગ શાસ્ત્રમાં આપેલા શ્લોકો લઈ તે ઉપર વિવેચન કરેલ છે

પ્રથમ જ્યાં મૂળ જ ન હોય ત્યાં શાખા, પ્રતિશાખા ક્યાંથી હોય? ન જ હોય. તેજ પ્રમાણે મનુષ્ય જન્મ તો મળ્યો પણ માણસાઈ કે મનુષ્યપણાના ગુણો, લક્ષણો કે આચારજ ન હોય ત્યાં નીતિ ન હોય. જ્યા નીતિ ન હોય ત્યા ગૃહસ્થાશ્રમની ફરજો બરાબર પાળી શકાયજ નહિ.

જ્યાંસુધી માણસાઈ કે સંપૂર્ણ નીતિ આચરણમાં ન આવે ત્યાંસુધી સમ્યકત્વની પ્રાપ્તિ ન હોય. સમ્યકત્વની પ્રાપ્તિ સિવાય શ્રાવક કુળમાં કે જૈન કુળમા અવતરેલ હોવાથી ફક્ત નામનોજ જૈન કે શ્રાવક કહેવાય.

બાહ્યાચારથી સાધુ દેખાતા મનુષ્યમાં માણસાઈ નીતિ કે સાધુતા ન હોય અને શ્રાવક કહેવાતા આત્માઓમાં શ્રાવકપણું નહોય તો તે નામ નિષ્ફળ છે

માટે નીતિમાર્ગાનુસારીના અથવા માણસાઈના આ ૩૫ પાંત્રીસ બોલને—નિયમોને, વીતરાગતા, મુકતતા, સાધુતા, શ્રાવકપણ, સમ્યકત્વ અને ગુણસ્થાનકમીપટ્ટ વિગેરે ક્રમિક ઉચ્ચ સ્થાન પ્રાપ્તિના પ્રથમ પગથિયા રૂપ ગણવા એજ ઉચિત છે

ગુણસ્થાનકમમાં રહેલા, સત્ય વસ્તુસ્થિતિને સમજીને સમ્યકત્વને ન પામેલા એવા મનુષ્ય માત્રને હમેશને માટે આ પાત્રીશ બોલો, નિયમોને સમજીને પાળવાની આવશ્યકતા છે

---

# નીતિ માર્ગાનુસારીના ૩૫ બોલ

## અનુક્રમણિકા

આવા વર્તનથી માણસ બીજા બધા માણસોને પોતાના જેવાજ ગણતા શીખે છે આત્મવત્ સર્વ ભૂતેષુ જેવી ભાવના તેનામા પ્રગટ થાય છે દરેક માણસને તે પોતાના આત્મા જેવોજ ગણતો થાય છે

ઉપર જણાવેલી ચાર દુર્લભ વસ્તુઓમા સૌથી પહેલી દુર્લભ વસ્તુ માણસાઈનો સમાવેશ છે આવી માણસાઈ પ્રાપ્ત થતા સત્સમાગમની ઈચ્છા ઉત્પન્ન થાય છે સત્સમાગમથી શાસ્ત્ર શ્રવણની રૂચિ પેદા થાય છે શાસ્ત્રશ્રવણથી સારાસારનુ જ્ઞાન થાય છે તથા વસ્તુનુ સ્વરૂપ સમજાય છે એ રીતે બીજી પણ દુર્લભ વસ્તુ પ્રાપ્ત થાય છે

જાણવાયોગ્ય, આદરવાયોગ્ય અને છોડવાયોગ્ય વસ્તુઓનુ યથાર્થ સ્વરૂપ સમજવાથી જિનવચન ઉપર શ્રદ્ધા—વિશ્વાસ ઉત્પન્ન થાય છે એ પ્રમાણે ત્રીજી દુર્લભ વસ્તુ પ્રગટે છે

દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે અખંડ શ્રદ્ધારૂપ સમકિત સહિત વ્રતનિયમ, તપ ત્યાગ વિગેરે ધર્મકરણી કરવામાં પુરૂષાર્થ-ઉદ્યમ કરવામા આવે તે મોક્ષનુ ચોથુ અંગ છે આ ચારેય દુર્લભ અને ઉત્તમ અંગો પ્રાપ્ત થતા ક્રમે ક્રમે આત્મા મુક્તિ પ્રાપ્ત કરે છે

આ પ્રમાણે મનુષ્યપણુ, માણસાઈ આદિ અંગોનો વિકાસ કરી તેને મોક્ષ પ્રાપ્ત કરાવે છે પાંત્રીશ પ્રકારના નિયમો પાળીને, પાંત્રીશ પ્રકારના ગુણો ધારણ કરીને નીતિમા નિષ્ઠા રાખવાથી મનુષ્ય ખરી માણસાઈ પ્રગટ થાય છે એ પાંત્રીશ બોલ અથવા નિયમોને હેમચંદ્રાચાર્યે તેમના યોગશાસ્ત્રમા વર્ણવ્યા છે તેને નીતિમાર્ગાનુસારીના પાંત્રીશ બોલ કહેવામા આવે છે તેનુ વર્ણન કરતા ગ્રંથો નીચે પ્રગટે છે

## નીતિમાર્ગાનુસારીના પાત્રીશ બોલના યોગશાસ્ત્રમાં બતાવેલા શ્લોકો

न्यायसम्पन्नविभव शिष्टाचारप्रशंसक ।
कुलशीलसमै सार्धं कृतोद्वाहोऽन्यगोत्रजै ॥ १ ॥

पापभीरु प्रसिद्धं च देशाचारं समाचरन् ।
अवर्णवादी न क्वापि, राजादिषु विशेषत ॥ २ ॥

अनतिव्यक्तगुप्ते च स्थाने सुप्रातिवेश्मिके ।
अनेकनिर्गम द्वार विवर्जित निकेतन ॥ ३ ॥

कृतसंग सदाचारै माता पित्रोश्च पूजक ।
त्यजन्नुपप्लुत स्थान मप्रवृत्तश्च गर्हिते ॥ ४ ॥

व्ययमायोचित कुर्वन् वेष वित्तानुसारत ।
अष्टभि र्धीगुणै र्युक्त, शृण्वानो धर्ममन्वहम् ॥ ५ ॥

अजीर्णे भोजनत्यागी, काले भोक्ता च सात्म्यत ।
अन्योऽन्याप्रतिबन्धेन त्रिवर्गमपि साधयेत् ॥ ६ ॥

यथावदतिथौ साधौ दीने च प्रतिपत्तिकृत् ।
सदाऽन भिनिविष्टश्च पक्षपाती गुणेषु च ॥ ७ ॥

अदेशाकालयोश्चर्यां त्यजन् जानन् बलाबलम् ।
वृत्तस्थज्ञानवृद्धानां, पूजक पोष्यपोषक ॥ ८ ॥

दीर्घदर्शी विशेषज्ञ , कृतज्ञो लोकवल्लभ ।
सलज्ज सदय सौम्य , परोपकृतिकर्मठ ॥ ९ ॥

अन्तरङ्गारिषड्वर्ग परिहार परायण ।
वशीकृतेन्द्रियग्रामो, गृहि धर्माय कल्पते ॥ १० ॥

## અર્થ

૧ ન્યાયથી ધન ઉપાર્જન કરવું
૨ સારા પુરૂષના આચારની પ્રશંસા કરવી
૩ સમાન કુળ શીળવાળા પણ અન્ય ગોત્રીની સાથે લગ્ન કરવું.
૪ પાપનો ડર રાખવો
૫ દેશના પ્રસિદ્ધ આચારો ] પાલન કરવું
૬ કોઈના અવર્ણવાદ બોલવા નહિ તેમાં પણ ખાસ કરીને રાજાની નિંદા તો કરવીજ નહિ
૭ અતિ ગુપ્ત તથા અતિ પ્રગટ નહિ તેવા તથા સારા પાડોશવાળા સ્થાનમાં જેમાં જવા આવવા માટેના અનેક દ્વાર ન હોય તેવા ઘરમાં રહેવું.
૮ હમેશાં સારા આચરણવાળા સાથે સંબંધ રાખવો.
૯ માતપિતાની સેવાભક્તિ કરવી.
૧૦ ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો.
૧૧ નિંદિત કાર્યોમાં પ્રવૃત્તિ ન કરવી
૧૨ આવકના પ્રમાણમા ખર્ચ કરવો.
૧૩ લક્ષ્મી (ધન)ના અનુસારે વેષ ધારણ કરવો.
૧૪ બુધ્ધિના આઠ ગુણો મેળવવા.
૧૫. નિરંતર ધર્મનું શ્રવણ કરવું
૧૬. અજીર્ણ હોય ત્યા સુધી ભોજન કરવું નહિ
૧૭ હમેશાં વખત પ્રમાણે પથ્યાપથ્યનો વિચાર કરી ભોજન કરવું
૧૮ પરસ્પર વિરોધ ન આવે તેમ ધર્મ,અર્થ અને કામ એ ત્રણ વર્ગને સાધવા.

## નીતિમાર્ગાનુસારીના પાત્રીશ બોલના
## યોગશાસ્ત્રમા બનાવેલા
## શ્લોકો

न्यायसम्पन्नविभव , शिष्टाचारप्रशसक ।
कुलशीलसमै सार्धं कृतोद्वाहोऽन्यगोत्रजै ॥ १ ॥

पापभीरु प्रसिद्ध च देशाचार समाचरन् ।
अवर्णवादी न क्वापि, राजादिषु विशेषत ॥ २ ॥

अनतिव्यक्तगुप्ते च स्थाने सुप्रातिवेश्मिके ।
अनेकनिर्गम द्वार विवर्जित निकेतन ॥ ३ ॥

कृतसग सदाचारै माता पित्रोश्च पूजक ।
त्यजन्नुपप्लुत स्थान मप्रवृत्तश्च गर्हिते ॥ ४ ॥

व्ययमायोचित कुर्वन् वेष वित्तानुसारत ।
अष्टभि र्धीगुणै युक्त , शृण्वानो धर्ममन्वहम् ॥ ५ ॥

अजीर्णे भोजनत्यागी, काले भोक्ता च सात्म्यत ।
अन्योऽन्याप्रतिबधन त्रिवर्गमपि साधयेत् ॥ ६ ॥

यथावदतिथौ साधौ दीने च प्रतिपत्तिकृत् ।
सदाऽनभिनिविष्टश्च पक्षपाती गुणेषु च ॥ ७ ॥

अदेशाकालयोश्चर्या, त्यजन् जानन् बलाबलम् ।
वृत्तस्थज्ञानवृद्धाना, पूजक पोष्यपोषक ॥ ८ ॥

૧૯ અતિથિ, દીન પુરુષોનો યોગ્યતા પ્રમાણે સત્કાર કરવો.
૨૦ કોઈપણ વાતમાં કદાગ્રહ કરવો નહિ
૨૧ ગુણીજનોનો પક્ષપાત કરવો.
૨૨ દેશ તથા કાળ વિરુદ્ધ આચારનો ત્યાગ કરવો.
૨૩ કાર્યના પ્રારંભમાં પોતાના બળાબળને જાણવું
૨૪ વ્રત અને જ્ઞાન વડે મોટા હોય એવા પુરુષોની સેવા કરવી
૨૫ પોષણ કરવા યોગ્ય જનોનું પાલન કરવું
૨૬ દીર્ઘદર્શી થવું દરેક કાર્યમાં પૂર્વાપર વિચાર કરવો
૨૭ કૃત્યાકૃત્યના તફાવતના વિશેષ પ્રકારે જ્ઞાતા થવું
૨૮ કરેલા ગુણને (ઉપકારને) જાણવો, કૃતજ્ઞ થવું
૨૯ લોકની પ્રીતિ મેળવવી
૩૦ લજ્જાવાન રહેવું
૩૧ દયા રાખવી
૩૨ શાંત સ્વભાવવાળા થવું
૩૩ પરોપકાર કરવામાં તત્પર રહેવું
૩૪ કામ, ક્રોધ આદિ છ આંતરશત્રુઓને જીતવા.
૩૫ ઇંદ્રિયોને વશ રાખવી

## નીતિ માર્ગાનુસારીના
## પાત્રીશ બોલની
### સજઝાય

પાત્રીશ બોલ એમને એમ યાદ રાખવા કઠીન પડે સામાન્ય રીતે માણસને પાત્રીશે બોલ કમવાર યાદ રહી શકે નહિ પણ તે બોલોને જો કાવ્યમાં હોય તો તેવું કાવ્ય જલ્દી યાદ રહી શકે કાવ્ય આનંદથી ગાઈ શકાય

૧૯ અતિથિ, દીન પુરૂષોનો યોગ્યતા પ્રમાણે સત્કાર કરવો
૨૦ કોઈપણ વાતમાં કદાગ્રહ કરવો નહિ
૨૧ ગુણીજનોનો પક્ષપાત કરવો.
૨૨ દેશ તથા કાળ વિરૂધ્ધ આચારનો ત્યાગ કરવો
૨૩ કાર્યના પ્રારંભમાં પોતાના બળાબળને જાણવુ
૨૪ વ્રત અને જ્ઞાન વડે મોટા હોય એવા પુરૂષોની સેવા કરવી
૨૫ પોષણ કરવા યોગ્ય જનોનુ પોષણ કરવુ
૨૬ દીર્ઘદર્શી થવુ દરેક કાર્યમાં પૂર્વાપર વિચાર કરવો.
૨૭ કૃત્યાકૃત્યના તફાવતના વિશેષ પ્રકારે જ્ઞાતા થવુ
૨૮ કરેલા ગુણને (ઉપકારને) જાણવા, કૃતજ્ઞ થવુ
૨૯ લોકની પ્રીતિ મેળવવી.
૩૦ લજ્જાવાન રહેવુ
૩૧ દયા રાખવી
૩૨ શાંત સ્વભાવવાળા થવુ
૩૩ પરોપકાર કરવામાં તત્પર રહેવું
૩૪ કામ, ક્રોધ આદિ છ આંતરશત્રુઓને જીતવા.
૩૫ ઈંદ્રિયોને વશ રાખવી

## નીતિ માર્ગાનુસારીના પાત્રીશ બોલની

### સજઝાય

પાંત્રીશ બોલ એમને એમ યાદ રાખવા કઠીન પડે સામાન્ય રીતે અભ્યાસને પાંત્રીશે બોલ કમવાર યાદ રહી શકે નહિ પણ તે બોલોને જો કાવ્યમાં હોય તો તેનુ કાવ્ય જલ્દી યાદ રહી શકે કાવ્ય આનંદથી ગાઈ શકાય

અને તેથી આ ! ની સાથ પાત્રીશે બોલ ક્રમ વાર થા_ ગણી શક કાર્ય હ મેશા આત્માથી પાત્રીશ બોલને હમેશા થા_ કી શકાય

એટલા માટે પૂજ્યપાદ આચાર્ય ગુરુદેવ શ્રી નાનચંદ્રજી સ્વામીએ પાત્રીશ બોલની સજ્ઝાય બનાવી છે તે દરેક જીજ્ઞાસુ જને મોઢે કરવા જેવી છે તેથી તે અત્રે આપેલી છે

(રાગ—આધવજી સંદેશો કહેજો શ્યામને)

ન્યાય થકી ધન સંપાદન કરવું મ ઠ,
શિષ્ટાચાર પ્રશંસા કરવી નિત્ય જે
સ્વગોત્રી સાથે સગપણ કરવું નહિ
પાપભીરુ થઈ વર્તો માર્ગે સત્ય જે
માર્ગાનુસારીના ગુણને ધારજો—એ ટેક ૧

પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું
કોઈના અવર્ણવાદ ન બોલવા મુખ જે,
અતિ ગુપ્ત અતિ પ્રગટ સ્થાનક વર્જવું
શુભ પડોશમાં વસતા થાયે સુખ જે—માર્ગા૦ ૨

સારા જનની સોબતમાં વસવું સદા,
વિનયે માતપિતાની કરવી સેવ જે,
ભયવાળા સ્થાનકમાં કદિ વસવું નહિ,
નિંદિત કાર્યની તજવી માઠી ટેવ જે—માર્ગા૦ ૩

આવકને અનુસારે ખર્ચ કરવો ઘટે,
સ્વચ્છતાપૂર્વક ધરવો સાદો વેષ જે,
આઠ ગુણો બુદ્ધિના ઉરમાં ધારવા,
અજીરણે નહિ ભોજન કરવું વિશેષ જે—માર્ગા૦ ૪

સાત્ત્વિક રૂચિ અનુસારે અન્ન આરોગવું
અબાધિત ત્રણ વર્ગો સાધવા પૂર્ણ જે,
ગુણિજનની ભકિત કરવી રૂડી પરે,
અસત કદાગ્રહને તજવો કહી ચૂર્ણ જે—માર્ગા૦ ૫

પક્ષપાત સૌજન્ય તણો કરવા મને,
નિષિદ્ધ દેશે નવિ કરવો વિહાર જે,
કાર્યારંભ સ્વશકિત અનુસારે કરો,
અભ્યુત્થાન કરવું જ્ઞાનીનું ઉદાર જે—માર્ગા૦ ૬

પરિજનનું પોષણ કરવું પ્રેમે કરી,
વિશાળ દ્રષ્ટિએ પૂર્વાપર વિચાર જે,
સ્વ પર કૃત્યાકૃત્યનું અંતર જાણવું
ભુલવો નહિ અન્ય જનનો કૃત ઉપકાર જે—માર્ગા૦ ૭

જન વલ્લભ થાવાના સદ્ગુણ આદરો,
લજ્જાવંત બનો મતિમંત સુસંત જે,
દયાવંત થઈ આર્ય કાર્ય કરવાં સદા,
સૌમ્ય પ્રકૃતિ રાખવી હૃદયે અનંત જે—માર્ગા૦ ૮

પર ઉપકારમાં સત્વર અંતર જોડવું
અંતરંગ છ શત્રુ કરવા દૂર જે,
વિજય મેળવા ઈન્દ્રિય ઉપર સર્વદા,
દેશવ્રતી થાવાના ગુણ એ ધુર જે—માર્ગા૦ ૯

અહો આણાવર્તી આ ઉત્તમ શિક્ષા અનુસરો,
શુભ આચારે ધર્મ પુલકિત થાય જે,
વ્યોમ ઋષિ નિધિ સોમ સાલે અર્જુનપુરે,
નાગચંદ્ર કહે સદગુરૂને સુપસાય સુપસાય જે—માર્ગા૦ ૧૦

---

## બોલ પહેલો

# ન્યાયથી ધન ઉપાર્જન કરવું

*"ન્યાય થકી ધન સંપાદન કરવું સદા"*

સંસારમાં રહેનાર દરેક માણસને ધનનું ઉપાર્જન કરવાની જરૂર રહે છે કારણ સંસારનો સઘળો વ્યવહાર ધનથી, પૈસાથીજ ચાલે છે એટલે સંસારમાં દરેક માણસને પોતાનો જીવનનિર્વાહ ચલાવવા માટે ધન કમાવાની જરૂર પડે છે

ધન કમાવાના અનેક રસ્તા છે—વેપાર હુન્નર—ઉદ્યોગ, ધીરધાર, ખેતીવાડી, નોકરી વગેરે કમાવા માટે ગમે તે રસ્તો પસંદ કરી શકાય છે અથવા અખત્યાર કરી શકાય છે પણ તે રસ્તે ચાલતાં ન્યાયનીતિને કદી [illegible]વી ન જોઈએ.

## વેપાર

કૂડ ત્યાં ધૂળ આ વાક્ય લક્ષમાં રાખી નીતિ, ન્યાય ને સત્યતા પૂર્વક વ્યાપાર કરવો એ વ્યાપારનીતિ ગણાય છે

અનાજ રસકસ, કાપડ મરી મસાલા, લાકડું ઔષધિ અને કટલેરી પ્રમુખ અનેક ચીજોના વ્યાપાર કરાય છે

## વ્યાપારી કેવો હોય?

વેચવા યોગ્ય વસ્તુનો વ્યાજબી અને એકજ ભાવ રાખે જે માલ જેવા બતાવે તેવો અને તેજ આપે ભેળસેળ ન કરે ઓછું આપે નહિ અને વધારે લે નહિ કોઈ માણસ વિશ્વાસે કંઈ વસ્તુ લેવાની લેવા આવે તેની પાસેથી પ્રમાણથી વધારે પૈસા ન લે.

ગરીબ માણસોને માલ આપતા વિશેષ લાભ મેળવવાની ગરજ ન કરે સસ્તે ભાવ ખરીદેલા માલના ભાવ દુકાળના સમય મુજબ ચીરીને વધારે ન લે કાટામાં ઘા રાખે

ઉધાર આપતા ખમખા ગમગમા દામ ચોપડે ન વધારે બીજા વ્યાપારીઓના ગ્રાહકો તાણી તેમને આડ ન આવે પોતાના ભાગીદારને છેતરી ખાનગી વ્યાપાર કરી ધન મેળવે નહિ ધમાદાની રકમ પચાવી પાડે નહિ.

કામચોરી કરે નહિ સડેલા ધાન્ય, વેજીટેબલ વિગેરે બનાવટી પદાર્થ લોભદ્રષ્ટિથી વિશેષ લાભની ઇચ્છાથી ખરીદીને વેચે નહિ ચોરીના માલને ઉત્તેજન આપે નહિ ચોરીનો માલ જાણીબુઝીને ખરીદે નહિ

ગરીબ માણસોએ બહુ મહેનતે તૈયાર કરેલ માલ લેતા તેની કિંમત બજારભાવ કરતાં કસીકસીને તદ્દન ઓછી ન આપે નોકર પાસેથી અનિયમિત હદ ઉપરાંત કામ લઈને પગાર ઓછો આપે નહિ.

જેની પાસેથી માલ ખરીદે તેના પૈસા તરત આપી દે ઈત્યાદિક નીતિ, ન્યાય અને સત્યતાપૂર્વક વર્તે તેજ વ્યાપારી માણસાઈવાળો અને સાચી વ્યાપારનીતિ વાળો ગણાય

## નોકરી કરનાર કેવો હોય?

નોકરી કરનાર નોકર શેઠની નોકરી—સેવા બરાબર બજાવે જો શેઠ કદરદાન ન હોય તો તેની નોકરી છોડી દે પરંતુ અનીતિ અન્યાય છેતરપિંડી ચોરી કે કલેશ કરી દાનત બ ન રાખે પોતાના ઘરનું કામ જેવી કાળજીથી કરે તેવીજ કાળજીથી શેઠની નોકરી બજાવે

શેઠને પૂછ્યા વગર શેઠના પૈસાથી પોતાનો ખાનગી વ્યાપાર ચલાવે નહિ પોતાના તાબામાં રહેલા શેઠના પગારદાર નોકરો પાસેથી પોતાના ખાનગી ઘરના કામ કરાવે નહિ શેઠને વધુ—વ્હાલા થવા માટે ગ્રાહકોને છેતરે નહિ

શેઠ અનીતિવાળો હોય કૂડ—કપટ કરનાર હોય અને તેજ પ્રમાણે વર્તવા શીખવતો હોય તો તેવા શેઠની નોકરી ન કરવી અધિક પગાર મેળવવાની લાલચથી કે શેઠને રાજી રાખવાની ઈચ્છાથી ગ્રાહકોને છેતરી કૂડ—કપટ કે અનીતિથી વર્તવા જતા પરિણામે ખાઈ ગયો જમાઈ અને કટાઈ ગયો કંદોઈ આવા બેહાલ થવા પામે

પોતાના ધર્મની ટેક (નિત્ય નિયમ) સાચવીને શેઠની નોકરી કષ્ટ વેઠીને પણ બરાબર બજાવવી અન્નના હરામી ન થવું

વ્યસનોમાં ફસાઈ ખોટા ખર્ચા ન કરવા આરોગ્ય જાળવી જીભ ઉપર ખાવામાં તથા બોલવામાં કાબૂ રાખી શેઠની હાજરી કે ગેરહાજરીમાં નિયમિત પ્રમાણિકતાથી નોકરી બજાવવી

કાચા સોના ઉપર બેસાડે એટલે કે શેઠની ગમે તેટલી મોટી રકમ પોતાના હાથમાં હોય, શેઠનું ગમે તેટલું જોખમ—ધન વિગેરે સાચવતા પણ તેમાંથી કંઈપણ ઉચાપત કરવા જેવી વૃત્તિ બગાડે નહિ દાનત

બદ તો ચોટી અર્ધ' દાનત સાફ તો ગુના માફ આવી રીતે નોકરી કરી ધન મેળવે તે જ સાચો સેવક અને માણસાઈવાળો ગણાય.

## ધીરધાર કરનાર કેવો હોય?

માણસને જ્યારે આપત્તિ આવે કે આવકના અભાવે, વ્યાપારમાં નુકશાની થવાથી કે લુંટફાટ, અગ્નિ વિગેરે કારણે મુશ્કેલીમાં આવી પડતા કુટુંબ નિર્વાહ કરવા કે આબરૂ સાચવવા માટે સ્થાવર મિલકત ખેતર, વાડી, જગ્યા, ઘરેણા વિગેરે આડાણે—ગીરવી મૂકવાની જરૂર પડે છે આવે પ્રસંગે ધનવાન કે ધીરધારનો ધંધો કરનારને શરણે જવું પડે છે

આવે વખતે તેવા માણસને કંઈ પણ સ્થાવર મિ કત લીધા કે રાખ્યા વગર મિત્રભાવે, દયાબુધ્ધિથી જોઈતી રકમની જે સહાયતા કરે તેની તો બલિહારી છે પરંતુ તેટલી ઉદારતા ન હોય તો છેવટ કંઈ પણ સ્થાવર મિલકત રાખીને કે વગર આધારે વ્યાજે નાણાં આપી સામા માણસની આબરૂ સાચવવામાં સહાયક બને તે પણ ભલો માણસ ગણાય.

આવે વખતે ધીરધાર કરનાર કે ધનપતિ ગૃહસ્થે આફતમાં આવી પડેલા સ્થાવર મિલકતવાળા માણસને પણ વ્યાજે ધન આપતાં અધિક વ્યાજ ન લેવું જોઈએ. તદન નિરાધાર ગરીબ માણસ પાસેથી અધિક વ્યાજ લેવું એ તો તેનું લોહી ચૂસવા બરાબર છે

કોઈ વિશ્વાસુ માણસ સાચો માણસ જાણી વિશ્વાસે કંઈ કિમતી વસ્તુ વગર સાક્ષીએ કે વગર લખાણે થાપણ રાખી ગયો અને પાછી લેવા આવે ત્યારે નામંજુર થવું તે વસ્તુ પચાવી પાડવી, અગર તે માણસ મરી ગયો (તેના વારસદારને ખબર હોય કે ન હોય) તેની વસ્તુ પોતાની કરી રાખવી તે વિશ્વાસઘાત અને અનીતિ ગણાય છે

ભલા વિશ્વાસુ મિત્રોને ઠગી, તેની ગુપ્ત વાતો પ્રગટ કરી, તેને નુકશાન કરી, દગો પ્રપંચ કરી તેની પાસેથી કંઈ લઈ લેવું તે પણ

અનીતિ ગણાય. આવા પ્રસંગે નીતિ, સચ્ચાઈ અને દયાને જે માણસ હિયામાં રાખે છે તે માણસાઈવાળો ગણાય છે

## હુન્નર-ઉદ્યોગ કરનાર કેવો હોય?

ધન મેળવવા માટે લોકો વિવિધ પ્રકારના હુન્નર—ઉદ્યોગ કરી રહ્યા છે સઈ, સુતાર, સોની, કંસારા, કંદોઈ, મણિયાર, લુહાર, રંગારા, ચિત્રકાર, ઝવેરી વિગેરે અનેક કારીગરો હુન્નર—ઉદ્યોગ દ્વારા વિધવિધ-વસ્તુઓ બનાવે છે તેમાં પણ ઘણા કારીગરો કૂડ કરે છે

હલકી વસ્તુ ઉપર ઓપ ચઢાવી ચળકતી અને આકર્ષક બનાવી મોઘા મૂલ્યે વેચે છે ઉંચા માલના લેબલ લગાડી અંદર હલકો અને અધૂરો માલ ભરે છે હીરાને બદલે ઈમીટેશન [બનાવટી] વાપરે છે વસ્તુ બનાવવાની વરધી આપી જનારનો સારો માલ છૂપાવી હલકો વાપરે. કદાચ સારો માલ વાપરે [સારો માલ વાપરી વસ્તુ બનાવે] તો પુરેપૂરો પાછો ન આપે

આવી રીતે કૂડ કરનારને પાપનો ઘડો ફૂટે એટલે રાજાના ઘેબર બનાવનાર કંદોઈની માફક વેઠવું પડે છે આ પ્રમાણે કૂડ ન કરતા નીતિપૂર્વક વસ્તુ બનાવી, યથાર્થ [વ્યાજબી] રીતે વેચીને ધન કમાય તે ખાનદાન માણસાઈવાળો કારીગર ગણાય.

## વૈદ્ય-ડોક્ટર કેવા હોય?

આજ કાલ વૈદ્યો, [ખાસ કરીને ડોક્ટરો] ન્યાય—નીતિ ને દયાને દેશવટો આપી ધન પેદા કરે છે ધનવાન દર્દીની ચિકિત્સા ધ્યાન પૂર્વક કરે, ગરીબ તરફ બેદરકારી રાખે. ધનવાનને ઉંચી દવા આપે અને ગરીબને હલકી દવા આપે. ધનવાનને તપાસવા માટે અંધારી રાત્રે ચાલ્યા જાય ગરીબ દર્દી તરફથી તેડુ આવે તો 'હમણા નહિ આવાય. સવારમા આવીશ'—આમ દુર્લક્ષ અપાય.

તપાસવા જવાની ફી રૂ૦ ઉપરાંત લઈ લે પ્રથમ જરા સારી દવા આપી કંઈક ફાયદો જણાય અને દર્દીને વિશ્વાસ આવે એટલે પાછી દવા બદલાવી દર્દ લંબાય તેમ કરી દર્દી પાસેથી વધારે પૈસા કઢાવે

આજ કાલ તો ઇન્જેકશનનો [રસિઓ ભરાવવાનો] વા વધ્યો છે ડૉકટરો પણ ખાસ કરીને જલ્દી આરામ થવાની લાલચ આપી રસીઓ ભરાવવાનીજ સલાહ આપે છે કારણ કે એ રસ્તે કમાણી ખૂબ થાય બે ચાર આનાની રસીના બે ચાર રૂપીયા પેદા કરે. પોતાનું પ્રીસ્ક્રીપ્શન [દવાની ચિઠ્ઠી] બીજા ડૉકટરને બતાવવા ન આપે કારણ પોતાની પોલ પાધરી થઈ જાય. ઈત્યાદિક અનીતિ માર્ગે ધન પેદા કરનાર ડૉકટરો માણસાઈ વગરના ગણાય

જ્યારે કેટલાક માણસાઈવાળા ડૉકટરો ત્યાગી નીતિવાળા, પેટ પકાવી સેવાભાવી વિશેષ લોભ ન રાખનારા સંતોષ વૃત્તિવાળા પણ હોય છે પરંતુ તેવા તો ગણ્યાગાંઠ્યા વિરલા જ હોય છે

## જુગારી,
## સટોડીયા અને ચોરી કરનાર

જુગાર નો ધંધો અધમમાં અધમ ગણાય છે રાજ્ય તરફથી જુગાર રમવાની બંધી હોય જુગાર રમનાર લપાઈ છૂપાઈને રમે છે કારણ રાજ્યના ભય રહે છે વડીલોની બીકે છુપી રીતે ધર્મ અને નીતિ વિરુદ્ધ કાર્ય કરી ધન કમાવા ઇચ્છે છે

જુગારી ટોળીમાં ખરાબ સોબતને લઇ ચોરી ચાડી ને અભક્ષ્ય ભક્ષણ વિગેરે કુવ્યસનો દાખલ થાય છે અપકીર્તિ થાય છે અનેક પ્રકારના કષ્ટ વેઠવા પડે છે જુઓ પાંડવો અને નળ રાજા વિગેરે મહાન પુરુષોની જુગાર રમવાથી શી દશા થઈ? જુગારથી ધન પ્રાપ્તિ તો કોઇકનેજ થાય

હાર્યો જુગારી બમણું રમે આ રીતે મૂળગી મૂડી ખોઇને કરજદાર બને છે લેણદાર માગવા આવે એટલે ક્યાંક ભાગી છૂટવું પડે છે લાચારી ભોગવવી પડે છે જીંદગી બરબાદ થાય છે ધર્મ કર્મ કે નીતિથી ભ્રષ્ટ થવાય છે અને છેવટ દુર્ગતિનાં દુઃખ ભોગવવાં પડે છે

સટ્ટો અને છક્કો પણ એ તો આધુનિક જુગાર છે ઘડીકમાં લક્ષાધિપતિ અને ઘડીકમાં કક્ષાધિપતિ (ભિખારી) બની જાય. હાલમાં ઘણી જૂની પેઢીઓ જે વેપાર કરતા હજારો લાખો કમાતી તેઓ સટ્ટા કે છક્કાના પંજામાં ઉતરીને દેવાળાં કાઢ્યાં અને તેમનું નામનિશાન પણ ન રહ્યું

વળી ઘણા વ્યાપારીઓ—દુકાન કે વ્યાપાર કરી પોતાના કુટુંબનું સુખેથી પોષણ કરતા અને કેટલાક લોકો તો પોતાની પાસે પૂરતી મૂડી થતાં ધંધો બંધ કરી દેશમાં બેસી રહેતા. પરંતુ જો ધર્મકાર્યમાં ચિત્ત ન ચોંટ્યું—સંતોષ ન રાખી શક્યા અને પાછા સટ્ટામાં—છક્કામાં પડતાં ઉતર્યા તો મૂળગી મૂડી ખોઇ અને કરજદાર બન્યા વળી પાછા વૃદ્ધ અવસ્થામાં પરદેશ ખેડવો પડ્યો. આવા અનેક દાખલા મળી શકે છે માટે એ પાપ ધંધો માણસાઇને લજવનારો છે

ચોરી તો ખાનદાન સારા માણસ ન જ કરે. સિંહને સો લાંઘણ થાય છતાં ઘાસ કદી ન જ ખાય તેમ કુલીન માણસ ખાવા ન મળે તો પેટે પાટા બાંધે પણ આપણકની પારકી વસ્તુ લેવાની—જાણવગર ચોરી લેવાની—પડાવી લેવાની કે પચાવી પાડવાની ઇચ્છા સરખી પણ ન કરે અખાદ્ય—ન ખાવા યોગ્ય ન ખાય અપેય—ન પીવા યોગ્ય ન પીએ

પારકી વસ્તુ પડાવી લેતા વસ્તુના માલેકની જે આંતરડી દુભાય એ મોટી હિંસા ગણાય છે તેમાં પણ અબળા સ્ત્રીઓ અને ગરીબ માણસોનું કંઈ પણ હરામની વૃત્તિથી પચાવી પાડવું ને તેમના નિસાસા લેવા એ પૂરેપૂરી પાપમાંડીની નિશાની છે

'તુલસી હાય ગરીબકી, કદી ન ખાલી જાય,
મુએ ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય.' ૧

એવું સમજી માણસાઈવાળો માણસ વ્યાપારાદિ પ્રસંગે કે અન્ય પ્રસંગે અજાણકની વસ્તુ માલેકની રજા વગર છેતરપિંડી કરી લેવાની દાનત ન રાખે. કાળા બજાર ન કરે.

અનીતિ, અન્યાય કે કૂડ કપટ કરી હદ ઉપરાંત નફો મેળવવો કે લક્ષ્મી એકઠી કરવી એ સાહુકારી ચોરી ગણાય. આવી રીતે ધન સંચય કરી બનેલા શ્રીમંતોની હોનારત, લુંટ, વાવાઝોડાં કે અતિવૃષ્ટિ વિગેરે પ્રસંગે કેવી પાયમાલી થઈ? અને થાય છે તે જગમશહુર છે. મોટી ચોરીના જે પરિણામો—માઠાં ફળો આવે છે તે તો સહુ કોઈ જાણે છે માટે માણસાઈવાળો માણસ મોટી ચોરી કે સાહુકારી ચોરી પણ ન કરે. દાનત બ તો રોગી અંગ 'દાનત સાફ તો ગુના માફ'

## રાજા

રાજા એ પ્રજાનો નાયક પુરુષ પૂરાણું ગણાય. રાજાને પ્રજાનો આધાર અને પ્રજાને રાજાનો આધાર હોય છે. રાજાથી ન સમજે તે રાજા. પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી તે રાજા. પ્રજા ગણીને પોતાની સંતતિ સમજવા પેઠે પાળે તે રાજા. પોતાના માણસો નોકરો દ્વારા પ્રજાની રક્ષા કરે સેવા બજાવે તે રાજા.

પોતાના હક્કની હદ સિવાય અનીતિ અન્યાય કરી કર ભરાડા વધારી જોરજુલમ કરી પ્રજાને પીડે નહિ તે રાજા. ગૌબ્રાહ્મણ પ્રતિપાળ રાજા. નોધારાનો આધાર રાજા. પ્રજાનો પોકાર સાંભળે તે રાજા. પ્રજાને લૂંટી મોજ શોખ ન કરે તે રાજા. કોઈના ધર્મને આડે ન આવે તે રાજા.

અપરાધીને તેના અપરાધ ઉપરાંત વિશેષ પડતી શિક્ષા ન કરે તે રાજા. નિરપરાધી માણસ પ્રાણિઓનું રક્ષણ કરે ભક્ષણ ન કરે તે રાજા.

નોકરોને પૂરતા પગાર આપે અમલદારો વગેરે અનીતિ અન્યાય કે જોરજુલમ કરી લાંચરૂશ્વત લઈ કનડગત કરતા હોય તો તેની તપાસ રાખે તેમ ન કરવા દે તે રાજા ઈશ્વરનિષ્ઠ ગુણગ્રાહક, ન્યાય નીતિપૂર્વક પ્રજાને સુખી

રાખી જે ભાગ ભરેસુખ ભોગવે તે માણસાઇવાળો રાજા ગણાય બાકી ઉલટા વર્તનવાળો રાજેશ્વરી તે નરકેશ્વરી કહ્યો છે

## અમલદાર વર્ગ

દીવાન ફોજદાર, પોલીસ કમિશ્નર, પોલીસ ઇન્સ્પેક્ટર, ન્યાયાધીશ વહિવટદાર, નાયક ધ્રુ (વિઘોટીકારકૂન) અને પોલીસ સીપાઇ વિગેરે રાજ્ય કમચારી-રાજાનો પગાર ખાનાર, રાજા અને પ્રજાના સારા૰-સેવા બજાવનાર મુત્સદ્દી ગણાય છે

તેઓ બન્ને આંખો સરખી રાખે રાજાનુ તેમ પ્રજાનુ ભલુ ઇચ્છે અને કરે પારકુ ભલુ કરતા પોતાનુ પણ ભલુ થાય, એવુ સમજી અનીતિ અન્યાય કે જુલમ ન કરે લોકોને ભય બતાવી લાંચ આપી કે રાજ્યના કાયદાને બાજુએ મૂકી નહિ પોતાના હોય તેને લાભ કરી આપી કે લાભ અપાવી બીજાનુ [લાંચ ન આપનારનુ કે વિરોધીનુ] નુકશાન ન કરે

ધન લુંટવાની ઇચ્છાથી કેસ લબાવે નહિ, અ ર ઇન્સાફ કરી તરત પતાવે રાજાનો પગાર લઇ પ્રજાની સેવા બજાવવાની પોતાની ફરજ ભૂલે નહિ લાંચ રૂશ્વત લઇ સોંપેલા કામમાંથી અનીતિ કરી પૈસા પડાવવાની દાનત ન રાખે. ચોર લુચ્ચા, લફંગાને કુકર્મો કરવામા ટેકો ન આપે તેમના ક્રૂર કૃત્યોની બરાબર તપાસ કરી યોગ્ય ઇન્સાફ કરે

નવા મેળવીને સત્તાના મદમા ન તણાતા જેઓ નીતિ-ધર્મ પૂવક ધન સંપાદન કરી દાનપુણ્ય પરોપકારના કામ કરી જે સ્વ પરનુ હિત સાધે રાજા પ્રજાની સેવા બજાવે તેજ માણસાઇવાળા સાચા અમલદાર-રાજ્ય કમચારી કહેવાય

## કન્યાવિક્રય કરનાર

માતા પિતાને પુત્ર કે પુત્રી ઉપર સમાન પ્રીતિ હોવી જોઇએ છતા સ્ત્રીની બલિહારી છે કોઇક સ્થળે તો વરવિક્રય [બ્રહ્મેશ અને ચરોત્તર

ગુજરાતના પાટીદારોમાં કન્યાના બાપને પૈસા આપવા પડે વરનો બાપ પૈસા લે તે] થાય છે જ્યારે [હિંદુઓની ઘણીખ] નાતિમાં કન્યાવિક્રય [કન્યાનો બાપ કન્યાના બદલામાં પૈસા લે તે] ચાલે છે

બાળક કે બાળિકાને વેચીને પૈસા લેવો એ અનીતિ [દ્રવ્ય ઉપાર્જન] શાસ્ત્રોમાં તો કન્યાદાન કહેલ છે યોગ્ય ઉમર અને પૂર્ણ લાયકાતવાળા [ગરીબ હો તવંગર હો] વરને કન્યાદાન કરાય પરણાવાય અને પોતાની શકિત—ગજા પ્રમાણે દાયજો [કરિયાવર] અપાય, એ નીતિ છે

કન્યા વિક્રય એ કંઈ નાતનો કાયદો નથી કોઈ કન્યા વિક્રય ન કરે તો તે કંઈ નાતનો ગુન્હેગાર ઠરતો નથી કન્યા વિક્રય કરનાર સુખી ન થાય

કન્યાની વિશેષ ઉત્પત્તિ થવાથી કોરીઉં કે રૂપીયાના બદલે આવ્યા માની તેમના માવિત્રો હર્ષ પામે છે એ કન્યાનો પૈસો આવતો દેખાય છે પણ ઘરમાંથી ક્યારે કયાં અને કેવી રીતે વહ્યો જાય છે? તેનો વિચાર ભાગ્યેજ કોઈ કરતું હશે માટે કન્યા વિક્રય [તેમજ વર વિક્રય] સર્વ અનર્થ કારક જાણી તેવો પૈસો ઘરમાં ન સંગ્રહે તે માણસ માણસાઈવાળો ગણાય છે

## વકીલ

સહજ—નજીવા મામલે પોતાનો હક્ક મેળવવા કે પારકા હક્ક મેળવવા કે પારકા હક્ક ઉપર તરાપ મારવા સહનશીલતાના અભાવે કે ખૂન વૈરને લઈ મમતે ચડી માણસો પરસ્પર લડે છે વકીલો પાસે જાય છે

આમીના મૂખાઓને વકીલો ઉલટા ભમાવે ચડાવે કે અરે ભાઈ શો ડર? આપણે તને બરાબર બનાવી લઈશું તમે બહાદુર હિંમતમાં રહેજો આપણીજ ફતેહ થશે આ પ્રમાણે અસીલને ચડાવી પ્રપંચ કરી ખોટા લખાણો કરી કેસ કરે અસીલ પાસેથી પૈસા ઠગાવે

વાદી પ્રતિવાદીના વકીલો એક બીજામાં અને ન્યાયાધીશો સાથે મળેલા હોય એટલે કેસનો ચુકાદો નજ કરે, કેસ જેમ લંબાય તેમ વકીલોને ટંકશાળ પડે આવી વકીલાતથી મેળવેલ ધન એ પણ અનીતિ અન્યાયનુંજ ગણાય

જે નીતિ ન્યાયપૂર્વક કોઈ પણ જાતની લાલચ રાખ્યા વગર અસીલોને સાચી સલાહ આપી તેને નીતિના માર્ગે દોરી કજીયા કલેશ મટાડી ધન મેળવે તેજ માણસાઈવાળો સાચો વકીલ ગણાય

## કસાઇ, ધીવર, રબારી, વેશ્યા વિગેરે

નિરપરાધી નુબળા પશુઓની માંસભક્ષણ માટે કે ધન કમાવા માટે કતલ કરનારા કસાઈ, ધીવર-મચ્છીમાર [ઉપરોકત ભાવનાથી નિર્દોષ જળચર જંતુઓને જાળમાં ફસાવી મારનારા] રબારી [ધન મેળવવા કસાઈવાડે પશુઓને વેચનારા] અને વેશ્યાઓ [વિષયરૂપ કીચડમાં માણસોને ફસાવી ધન મેળવનારી] વિગેરે હિંસા અને અનાચાર સેવી, ધન મેળવી મોજશોખ કરનારા બધા માણસાઈ વગરના ગણાય છે તેમજ એવાઓના સાથે હેતી પ્રીતિનો પરિચય રાખનાર અને એમનો પક્ષ ખેંચનારા પણ પથભ્રષ્ટ થઈ છેવટ નીતિ ધર્મ વગરના બની દુર્દશા પામે છે

## ખેતી-વાડી કરનાર

ખેતીવાડી પણ ધન કમાવાનું ઉત્તમ સાધન છે દરેક શાસ્ત્રમાં દરેક જાતના વ્યાપાર કે હુન્નર-ઉદ્યોગો કરતા ખેતીના ધંધાને શ્રેષ્ઠ ગણેલ છે કારણકે એ ધંધામાં ફૂડ કપટ ચાલતું નથી છતા એ ધંધામાં પણ ઉદારતા, સહનશીલતા અને દયાની તો ખાસ જરૂર છે

ખેતીના કામમાં બળદની તેમજ સાથી (માણસ) વિગેરેની પણ જરૂર પડે છે બળદ તો કે સાથી વિગેરેનો આત્મા આપણા આત્મા જેવોજ છે એને પણ આપણી માફક સુખ ગમે છે એની પાસેથી હદ ઉપરાંત કામ લેવામાં આવે તો તે અનીતિ ગણાય એની ખાવા પીવા વિગેરેની બેદરકારી રખાય, બરાબર માવજત ન થાય તો તેને દુઃખ થાય

માણસાઈવાળા દયાળુ માણસે જેની સહાયતાથી પોતાના કામની સિદ્ધિ થાય તેના તરફ બેદરકારી નજ રાખવી જોઈએ, પરંતુ પોતાના શરીરની તેમજ પોતાના સ્ત્રી પુત્રાદિકની જેવી માવજત અને સંભાળ રખાય તેના કરતા અધિક સંભાળ પોતાના આશરે રહેલા માણસો કે પશુઓ વિગેરેની રાખવી જોઈએ તેમને ખવરાવ્યા પીવરાવ્યા સિવાય પોતે ખાવુ પીવુ ન જોઇએ પોતે કષ્ટ વેઠીને પણ તેની અગવડ ટાળવી જોઇએ એમાજ માણસાઈ છે અને એજ સુખનો રસ્તો છે કારણ કે 'પ્રાણિઓની સેવા એજ મહાવીરની સેવા'

ત્યાર પછી જમીન ખેડતા કીડી મકોડા વિગેરે સૂક્ષ્મ જંતુઓના નાનરા તેમજ સાપ વીછૂ વિગેરે સ્થૂલ-મોટા જીવો નજરે ચ ે તો તે જીવો કચરાય નહિ તેવી સંભાળ રાખવી જોઈએ આવા આરંભના કામો કરવા છતા પણ હૈયામા દયા હોય અને આવા જીવોને બચાવી લે તે દયાધર્મી કહેવાય છે

તેમજ ખેતર કે વાડીમા પૂરતો બચાવ રાખવા છતા પશુ કે પક્ષીઓ ધાન વિગેરે ખાઈ જાય તો તેમના ઉપર ગુસ્સો ન કરવો તેમજ તેમને એવો માર ન મારવો કે જેથી તેમને સખત ઈજા થાય કે પ્રાણ જાય પશુ પક્ષીઓ જે ખાઈ ગયા હોય તે ધાન વિગેરે પાછુ તો નજ મળે

આપણા ભાગ્યનુ હશે તે અને તેટલુજ આપણને મળવાનુ વિશેષ નહિજ મળે. દરેક વસ્તુના અનેક ભાગીદાર હોય છે જેનો જેમા ભાગ હોય તે ગમે તે રીતે લીધા વગર નજ રહે. આપણી વસ્તુના આપણેજ માલેક છીએ, બીજો કોઈ પણ નજ ખાઈ (ભોગવી) શકે એવી માન્યતા ભૂલભરેલી છે આપણી ઈચ્છાથી આપણે કદાચ ન આપી શકીએ પરંતુ તે તે વસ્તુના ભાગીદાર ગમે તે રીતે ભાગ લેવાનાજ આવ વખતે દરેક માણસે ઉદારતા, સહનશીલતા અને દયા રાખવી જોઈએ.

ખેતી ઉત્તમ ગણેલ છે તેનું કારણ, મનુષ્ય અને પશુપક્ષીઆના જીવનને આધારભૂત ધાન્ય અને ઘાસની જેનાથી ઉત્પત્તિ થાય છે કઈક જીવો સંતોષાય છે અને આરંભ થવા છતા જેમા કુડ કપટને બિલકુલ સ્થાન નથી માટે ઉદારતા, સહનશીલતા અને દયા સહિત ખેતીનો ધંધો કરનાર માણસ મહાન પુણ્ય ઉપાર્જન કરે છે અને તે માણસાઈવાળો ગણાય છે

એવુ જાણી સુખના ઈચ્છક માણસે ઉપરોક્ત કોઈ પણ જાતનો વ્યવસાય કરતા અનીતિ અન્યાય, કૂડકપટ અને અનાચાર વિગેરે છોડી નીતિ, ન્યાય સત્ય, ઉદારતા, સહનશીલતા, દયા અને સદાચારપૂર્વક ધન મેળવી, દાન પુણ્ય પરમાર્થના કામ કરી માણસાઈવાળા બનીને જીંદગી સફળ બનાવવી એજ મનુષ્ય-જીંદગીનો સાર છે

ન્યાય થકી ધન સંપાદન કરવા રૂપ માર્ગાનુસારીના ૩૫ ગુણોમાંથી આ પ્રથમ બોલનું સ્પષ્ટીકરણ છે

પોતાને ઉચિત વ્યાપાર પણ કદી અન્યાયથી કરવો નહિ. જે મનુષ્ય કેવળ ધનની આશાથીજ નહિ પણ પોતે મેળવેલુ ધન ગરીબ તથા અનાથ મનુષ્યોને ઉપયોગી થશે, તેમજ પોતાને પણ ધર્મ માર્ગમા લાભદાયી થશે એવુ ધારી ધન પ્રાપ્ત કરવા ન્યાયપૂર્વક પ્રયત્ન કરે છે તે ગૃહસ્થ ધર્મને યોગ્ય અનુષ્ઠાન કરે છે એમા સંદેહ નથી

તેથી ઉલટુ જે ગૃહસ્થ ધન મેળવવા ઉદ્યમ કરતો નથી અને નિર્વાહ માટે બીજા ઉપર આધાર રાખે છે તેનુ ચિત્ત સ્થિર રહતુ નથી, પરાધીનતાથી તેને અનેક પ્રકારની ચિંતાઓ ઉત્પન્ન થાય છે અને ધર્મકાર્યોને માટે જોઈતા ધન વિના તે અધર્માનુષ્ઠાનજ કરે છે

માટે જ્યા સુધી ગૃહસ્થાશ્રમીપણુ છે ત્યા સુધી તેને ધન મેળવ્યા સિવાય નજ ચાલી શકે કારણ કે આજીવિકાનો નાશ થવાથી ગૃહસ્થની સર્વ ધાર્મિક ક્રિયાઓ શિથિલ થઈ જાય. જેને આજીવિકાની જરૂર નથી તેને તો સંપૂર્ણ નિયમ એજ યોગ્ય છે માટે આજીવિકાની જરૂરીયાતવાળો ગૃહસ્થ ન્યાય પૂર્વકજ ધન પેદા કરે.

ન્યાયપૂર્વક પેદા કરેલા ધનથી આ લોક અને પરલોકમા સુખ મળે છે કારણ-નિઃશંકપણે તેનો ઉદાર ભાવે પરમાર્થ કાર્યોમાં સદુપયોગ કરવાની ભાવના થાય છે જ્યારે અન્યાયથી ધન પેદા કરીને તે દ્રવ્યમાંથી બંગલો બંધાવે, ઘોડા ગાડી રાખે, મોટરની મોજ કરે કે નાટક સીનેમા જુવે તો તે માણસને જોઈ લોકો શંકા કરે અને કહે કે 'આ બંગલો તો લોકો પાસેથી લૂંટેલા ધનનો

છે અમુક પાસેથી લાચ લઈને બધાવશે છે અગર આ માણસ હરામનું અજાત ચોરી [ ધન ભેગુ કરી મોજશોખ કર છે વિગેરે શકાઓ કરવાનો લોકોને અવકાશ મળે

વળી તે માણસનુ ચિત્ત પણ અસ્થિર રહ્યા કરે, પોતાના મનમાજ શકાઓ થાય કે મારી આ અન્યાયની વાત કોઈ જાણશે તો મારા વિષે શું કહેશે? આમ રાત દિવસ આર્તધ્યાન તથા રૌદ્રધ્યાનમાં તેનો સમય પસાર થાય છે

ધન પાસે હોવા છતાં તેનો છૂ । હાથથી પોતે ઉપભોગ કરી શકતો નથી તેમજ જેણે અનીતિ અન્યાયથીજ ધન મેળુ કરે [ હોય તેવો માણસ લોભવૃત્તિને લઈનેજ દાનાદિક સ કાર્યોમા પણ તે વાપરી શકે નહિ અન્યાયથી પેદા કરેલા ધનથી અહિતજ થાય છે ક દાચિત પાપાનુબંધી પુણ્યના યોગથી કેટલાક વખત તે ધન સ્થિર રહે તો પણ નાવવાનું નથી

કેટલાક અજ્ઞાન મનુષ્યો બીજાઓને અન્યાયથી ધન પે । કરતા જોઈ લલચાઈ જાય છે અને લોભ વશ થઈ તે પ્રમાણે આચરવાને દોરાય છે તેમને ખરેખર કર્મના કાયદાની ગમ નથી કા ણ કે કર્મનો નિયમ અચલ અને સનાતન છે તે આપણને જણાવે છે કે ક શો તેવું પામશો કદાચ છાનો ગુનો કરી રાજદ ડથી બચી જવાશે પર । કર્મદ થી નહિજ બચાય માટે અન્યાયથી વેગળા રહી ન્યાયી બનવુ

મ નુષ્ય ન્યાયી થયો એટલે શુભ કર્મ ઉપાર્જન કરે શુભ કર્મ ઉપાર્જ્યું એટલે ધન તો પોતાની મેળેજ આવીને ભરાવાનુ પૂર્વ પાપના ઉદયે કદાચ અહિ ધન ન પણ મળે તેથી કો । અધર્મી મ નુષ્ય તે મેળવવાને અનીતિ અન્યાય કર છતા પણ ધન ન મળે એટલુજ નહિ પણ ભવિષ્યમા પણ તે અન્યાય આચરણ રુપ પાપ થકી તે ધન મેળવવા શક્તિમાન થઈ શકતો નથી માટે તે મેળવવાને પ્રથમ પા ત્ર બ ન । જોઇએ અને પાત્ર બનવાનો તે ન્યાયા ચરણ સિવાય બીજો કોઇ ઉપાય–માર્ગ નથી

મ નુષ્ય કસોટીમાંથીજ આત્મામાં રહેલા ગુણો પ્રગટ કરી શકે છે અને લોભની જાળમાથી પસાર થવુ એ કઈ નાની કસોટી નથી છતા જેઓ

લોભને વશ નથી થતા અને દુઃખ આવવા છતા ન્યાયનેજ વળગી રહે છે તેઓને શુભમા રાચેલી લક્ષ્મી પોતાની મેળે મળે છે જેમકે સમુદ્ર જળની યાચના કરતો નથી છતા જળ વડે ભરાય છે માટે આત્માને પાત્ર બનાવવો જોઈએ 'ઇચ્છા કરો તે પહેલા તે મેળવવા પાત્ર બનો' કારણ કે સંપત્તિઓ પાત્ર મનુષ્ય તરફ સ્વત. આકર્ષાય છે

કર્મ એ સૂર્યરૂપ આત્માના પ્રકાશને ઢાંકનાર વાદળરૂપ છે જેમ સૂર્ય ઉગ્રરૂપે પ્રકાશે એટલે વાદળા પોતાની મેળે વિખરાઈ જાય છે તેજ રીતે જ્યારે આત્મા (જેનો સ્વભાવ સત્ય અને ન્યાયી છે તે)પોતાના પાકી સ્વરૂપમા પ્રવર્તે એટલે કર્મરૂપ વાદળા નાશ પામવાનાજ

આ રીતે ન્યાયાચરણથી લાભાંતરાય રૂપ કર્મ નાશ પામવાથી ધન સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે તેનાથી અન્ય રીતે પ્રવૃત્તિ કરવાથી-અન્યાય યુક્ત આચરણથી અર્થલાભ તો વિકલ્પે થાય છે [ધન પ્રાપ્તિ થાય યા ન પણ થાય] કદાચિત્ પૂર્વપુણ્યના ઉદયથી તેને [આ પાપી વર્તન છતા] ધન પ્રાપ્તિ થાય પણ ખરી પરંતુ તેથી આનંદ માનવાનો નથી કારણ કે તે કાર્યથી તેનું પૂર્વનું પુણ્ય નાશ પામ્યુ અને જે અશુભ કર્મ અન્યાયાચરણથી ઉપાર્જ્યું તેનું અનિષ્ટ ફળ તો અવશ્ય આ ભવ કે પર ભવમા ભોગવવુંજ પડશે માટે કર્મના નિયમમા પ્રતીતિ રાખી અન્યાયી આચરણથી વેગળા રહવું

અધમ પુરુષ રાજદંડના ભયથી, મધ્યમ પુરુષ પરલોકના ભયથી અને ઉત્તમ પુરુષ તો સ્વાભાવિકજ પાપકર્મ કરતો નથી જે ઉત્તમ પુરુષો છે તેમનો તો સ્વભાવજ તેમને ન્યાય તરફ દોરે છે તેઓ તો સર્વ આત્માઓ સત્તાએ એકસરખા છે એ અચળ સિદ્ધાંતને અનુભવનારા છે જ્યાં આત્મા બધા એક સરખા છે તો પછી બીજા આત્માને છેતરવામાં શું આપણે આપણી જાતનેજ નથી છેતરતા?

વળી અન્યાયી આચરણથી વિશ્વાસઘાત થાય છે તથા અન્ય જીવને દુઃખ થાય છે પોતે તેવી સ્થિતિમા હોય તો પોતાને કેટલું દુઃખ થાય? તેનો વિચાર કરી જેથી બીજા પ્રાણિને અશાંતિ થાય ઉદ્વેગ પેદા થાય તેનું અશુભ

કાય ઉત્તમ પુરૂષો કે જ નહિ  આવા બધા વિચારો તેમના હૃદયમાં રમી રહ્યા હોય છે  તેથી પાપાચરણ તો તેમના સ્વભાવનેજ ખરે વિરુદ્ધ લાગે છે અને તેમની પ્રવૃત્તિ હમેશાં પરોપકારમય ન્યાયાચરણ તરફજ થાય છે

જે મધ્યમ વર્ગના મનુષ્યો છે તેઓનો સ્વભાવ હજુ ન્યાયમય બનેલો નથી હોતો. લોભ અને ન્યાય બુદ્ધિ વચ્ચે તેમના હૃદયમાં ભારે યુદ્ધ થાય છે લોભ તેમને તાત્કાલિક લાભ દેખાડી અન્યાયી વર્તન તરફ પ્રેરે છે  જ્યારે ન્યાય બુદ્ધિ ભવિષ્યમાં તેથી નિપજતા અનિષ્ટ પરિણામ તરફ તેઓનું ધ્યાન ખેંચી અશુભ કર્મ કરતા અટકાવે છે

આ યુદ્ધમાં કોઈવાર લોભવૃત્તિ વિજયી નિવડે છે તો કોઈવાર ન્યાયબુદ્ધિ પોતાનું રાજ્ય સ્થાપન કરે છે  પણ છેવટે અનુભવદ્વારા તેમજ ઉપદેશદ્વારા મેળવેલા બોધથી, પરલોકના ભયથી ફરીને ન્યાયમાર્ગ પરજ તેઓ ચાલે છે

ત્રીજા વર્ગના સામાન્ય માણસો જેઓ અધમ તરીકે ગણાય છે  તેઓ તો ફક્ત રાજદંડના ભયથી અથવા લોકોમાં આબરૂ જશે તેવા ભયથીજ અન્યાય માર્ગથી દૂર રહે છે

જ્યાં સુધી ઉત્તમ આશયથી અન્યાયનો ત્યાગ થાય ત્યાંસુધી તો સારૂં પણ તે ન થાય તો પણ છેવટ રાજદંડ જેવા કનિષ્ઠ કારણનો પણ આશ્રય લઈ અન્યાયયુક્ત  આચરણનો ત્યાગ કરવો એ પણ સારૂં છે

ધન તે આત્માની વસ્તુ નથી, તે આવે છે ને જાય છે પણ આત્મગુણ જો મલીન થાય છે તે સુધરતા અનેક ભવો ચાલ્યા જાય છે  માટે આત્મ કલ્યાણાર્થીએ ન્યાયયુક્ત  માર્ગે ચાલવું એમ પુનઃ પુનઃ શાસ્ત્રકારો—જ્ઞાની પુરૂષો ફરમાવે છે  ટુંકામાં માણસાઈ પ્રાપ્ત કરવા  ન્યાયસંપન્ન વિભવ [ન્યાયપૂર્વક ધન મેળવવું] એ ગુણ પ્રગટાવવાની જરૂર છે

---

# બોલ બીજો

## શિષ્ટાચારની પ્રશંસા કરવી

*" શિષ્ટાચાર પ્રશંસા કરવી નિત્ય જો "*

શિષ્ટ-સારા પુરુષોની તથા તેમના આચાર-નીતિમાર્ગની હમેશા પ્રશંસા કરવી અર્થાત દયા, સત્ય, શુદ્ધ દાનત, પવિત્રવૃત્તિ, સંતોષ, સહનશીલતા, નમ્રતા, ઉદારતા અને સમતા વિગેરે સદ્ગુણરૂપ નીતિમાર્ગ શ્રેષ્ઠ—ઉત્તમ છે આદરવા યોગ્ય છે તેમજ સુખદાયક છે માટે તેની પ્રશંસા કરવી

સમ્યગ જ્ઞાન અને સત્ક્રિયા વડે ઉત્તમ આચરણવાળા મનુષ્યોના આચાર તે શિષ્ટાચાર કહેવાય. તેમાં લોક વિરુદ્ધ કાર્યો નજ હોઈ શકે જેવાં કે પરસ્ત્રી-ગમન, વેશ્યા-ગમન જુગારની રમત, શિકાર કરવો, ચોરી કરવી અતિ જીવહિંસાવાળા વ્યાપારો કરવા, કોઈને મહાન કે અલ્પ નુકશાન થાય અગર કોઈનો જીવ જાય તેવું જૂઠ્ઠું બોલવું માંસ-મદિરાનાદિ વિગેરે અભક્ષ્યનું ભક્ષણ કરવું કન્યાવિક્રય કરવો ઈત્યાદિક રાજ દંડે અને લોકો નિંદે તેવું વર્તન કરવું તે અશિષ્ટાચાર દુરાચાર કહેવાય

તેવા આચારવાળાની પણ ઇચ્છા નિંદા કે ચાડીચુગલી, બદબોઈ વિગેરે ન કરવી, પરંતુ તેમને સુધારવા માટે હિતેચ્છુ થઈને કોશિષ કરવી અગર પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપે એવી પ્રાર્થના કરી મૌન ધારણ કરવું

ઉપરાક્ત દુષ્ટાચાર છોડનાર કે પ્રથમથીજ શિષ્ટાચાર નીતિ, ન્યાય, સત્ય અને સદાચાર પાળનાર માણસાઈવાળા પુરુષોની તેમજ તેવા સદાચાર નીતિમાર્ગની નિત્ય પ્રશંસા કરવી તે માર્ગાનુસારીપણું-નીતિ અને ધર્મના માર્ગને અનુસરવાપણું છે અર્થાત્ જે માણસ દુષ્ટાચાર છોડી સદ્વર્તન પૂર્વક નીતિ ન્યાય, સત્ય તથા સદાચાર પ્રમુખ સદ્ગુણોની અને સદ્ગુણધારક મહાપુરુષોની પ્રશંસા કરે તે માર્ગાનુસારી ગણાય

## શિષ્ટાચાર પ્રશંસાનું સ્પષ્ટીકરણ

શિષ્ટ એટલે સાધુ પુરુષોની બહુમાનપૂર્વક પ્રશંસા કરનાર પરંતુ પોતાની પ્રશંસા પોતે નહિ કરનાર તેમજ બીજા પાસેથી પણ સાંભળવા ન ઈચ્છનાર, કોઈની પણ નિંદા નહિ કરનાર અને પોતાની નિંદા સાંભળી ગુસ્સો કે ખેદ નહિ કરનાર, આપત્તિના પ્રસંગે દીનપણું ન કરનાર અને સંપત્તિના સમયે પણ ગર્વ છોડી નમ્રતા રાખનાર, સલાહ લેવા આવનારને યોગ્ય સાચી સલાહ આપનાર, કોઇની સાથે પણ વિના કારણે કલેશ નહિ કરનાર, યોગ્ય અંગીકાર કરેલ કાર્યને પાર પહોંચાડનાર, કુલાચાર કે કુળાચાર પ્રમાણે વર્તી સદાચાર પાળનાર, નીતિન્યાય અને સત્યતાથી ધન પેદા કરનાર અને તેમજ દ્રવ્યનો સન્માર્ગે સદુપયોગ, કરનાર જ્ઞાન અને ક્રિયાપૂર્વક ધર્મનું આચરણ કરનાર, ઉત્તમ નીતિધર્મ કે પરોપકારના કાર્યકરવાનો આગ્રહ રાખનાર, દુષ્ટ કર્મો તરફ પ્રવૃત્તિ નહિ કરનાર ધર્મને બાધ ન આવે તેવી રીતે લૌકિક વ્યવહારના કાર્યો કરનાર, પ્રમાદને છોડી સ્વાર્થરહિત પણે જગીઓને મદદ કરનાર, કરેલા ઉપકારનો બદલો વાળવાનું ન ભૂલી જનાર, નિત્ય પરોપકાર કરનાર અને સ્વાર્થનો ત્યાગ કરી સર્વનું ભલું ઇચ્છનાર પુરુષ શિષ્ટ પુરુષ ગણાય

અથવા પોતાથી અધિક ગુણવાન પુરુષને ઉત્તમ ગણી તેના ગુણો પોતામાં પ્રગટ કરવા જેમ જેમ ગુણવાન થતા જવાશે તેમ તેમ અધિક અધિક ગુણવાન ઓળખાતા જશે અને છેવટ સર્વ ગુણસંપન્ન મહાપુરુષના આગમથી સવ ગુણો પોતામાં પ્રગટશે આ પ્રમાણે ક્રમે ક્રમે અધિક અધિક ગુણી પુરુષોના સમાગમથી સનગુણસંપન્ન થઈ શકાય છે

શિષ્ટ પુરુષોની પ્રશંસા કરવાથી તેમને સારાં કાર્યો કરવાનો અમણો ઉત્સાહ વધે છે અથવા શિષ્ટ પુરુષોની પ્રશંસા સાંભળી બીજા સામાન્ય મનુષ્યોને પણ તેવા થવાની [ પરોપકારના કાર્યો કરવાની ] ભાવના થાય છે આપણે તેવા શિષ્ટ પરોપકારી પુરુષોના ઉપકારનો બદલો ન વાળી શકીએ તો પણ તેમની પ્રશંસા કરવાથી કૃતજ્ઞતા દાખવી જણાય તથા તેથી આપણું મન ઉલ્લસિત થવાની સાથે તેવા પુરુષોનો ઉત્સાહ વધે

તેમજ ગુણવાન ઉપર પ્રીતિ રાખનાર, ગુણોનું અનુમોદન કરનાર અને સન સ્થળે ગુણ જોનાર મનુષ્ય અવશ્ય ગુણવાન બને છે 'જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ' વ્યાપારની દૃષ્ટિવાળો વ્યાપારી કવિત્વની દૃષ્ટિવાળો કવિ ભોગની દૃષ્ટિવાળો ભોગી અને યોગની દૃષ્ટિવાળો યોગી બને છે તેમજ સર્વ સ્થળે ગુણની દૃષ્ટિ રાખનાર માણસ ગુણી બને છે પોતે જેની પ્રશંસા કરતો હોય તેના જેવી શક્તિ પોતે પણ ધરાવી શકે છે આજ સ ગુણ પ્રગટયે થકે વીતરાગ માર્ગમાં પ્રવેશ કરાવી વીતરાગ પણ બનાવે છે માટે ઉત્તમ પુરુષોની અને તેમના આચાર વિચારની પ્રશંસા કરવાની ટેવ રાખવી

---

# બોલ ત્રીજો

## સમાન કુળ શીલ વાળા
## અન્ય ગોત્રીની સાથે
## લગ્ન કરવું

*સ્વ ગોત્રી સાથ સગપણ કરવું નહિ*

સર્વથા બ્રહ્મચર્ય પાળવું એ કષ્ટ છે અનાદિ કાળથી કામ વિકાર વડે તરબોળ જીવાત્માઓ એકદમ વૃત્તિઓને ન રોકી શકે એટલે ગૃહસ્થાશ્રમમાં રહી મર્યાદિત બ્રહ્મચર્ય પાળવા પરસ્ત્રીનો ત્યાગ કરી સ્વસ્ત્રીમાં કે સ્વપતિમાં સંતોષ રાખવા લગ્ન સંબંધથી જોડાય છે

લગ્ન સંબંધથી જોડાતા સ્ત્રીપુરુષે થોડે થોડે વિકારોને જીતી નિર્વિકારી બનવાનું છે પણ વધુ વિશેષ વિકારી બનવાનું નથી. એ લગ્ન સમાન કુળ, શીલ, વય, વિદ્યા અને યોગ્યતા જોઇ પરસ્પરમાં કરવાનું નીતિકાર કહે છે

આ સંબંધમાં જૈન સિદ્ધાંત માસિકના તંત્રી શેઠ નગીનદાસ ગિરધરલાલનો અભિપ્રાય નીચે પ્રમાણે છે —

## ગોત્ર જોવાનું કારણ શું ?

જેઓ સંપૂર્ણ સંયમી થઈ શકતા નથી તેમને માટે લગ્ન અનિવાર્ય છે. તો તેમણે લગ્ન તો કરવું જોઈએ અથવા તેમને લગ્ન તો કરવું જ છે અને લગ્નનું સ્વાભાવિક ફળ સંતાન છે તો લગ્ન એવી જાતનું થવું જોઈએ કે તેથી સારામાં સારૂં સંતાન ઉત્પન્ન થાય.

બે જુદા જુદા ગોત્રીય સ્ત્રીપુરુષ જોડાય એટલે બે ગોત્રના જુદા ગુણો ભેગા થઈ એકત્ર થઈ બાળકમાં ઉતરે. તેથી બાળક માબાપ કરતાં અધિક ગુણવાળું થાય. એટલે ઉત્તરોત્તર પ્રજા ઉત્તમ બનતી જાય.

આવા હેતુથી બે જુદાજુદા ગોત્રીયનું જોડાણ થવું જોઈએ એવું બંધન પાળવામાં આવ્યું. કારણ કે માણસોની બુદ્ધિશક્તિ એટલી બધી હલકી થઈ ગઈ થતી જાય છે કે તેઓ સારાસારની પરીક્ષા કરવાને અશક્ત છે. તથી આવા નિયમ-બંધન ન હોય તો પ્રજા એકદમ હલકી બનતી જાય.

આગળ ઘણા વખત આવું બંધન નહોતું કારણ તેની જરૂર નહોતી કારણ કે માણસો બુદ્ધિશાળી—પ્રખર બુદ્ધિવાળા હતા. માણસના ગુણદોષ પારખવામાં એક્કા હતા. એટલે સગોત્રી હોય તો પણ સારા સદ્ગુણી, ઉચ્ચ મનોભિલાષી અને મજબૂત મનવાળાં સ્ત્રીપુરુષોનાજ જોડાણ થતા. તેથી તેમની પ્રજા નિર્બળ થતી નહિ પણ શક્તિવાનજ નીપજતી નીવડતી.

---

કાશ્યપ વાત્સાયન, ગૌતમ, કાત્યાયન, વશિષ્ઠ વિગેરે અનેક ગોત્રો પ્રસિદ્ધ છે. કશ્યપ, ગૌતમ, વશિષ્ઠ વિગેરે અનેક મહર્ષિઓ પૂર્વ કાળમાં થયા છે. તેમના વંશજો તે તે ગોત્ર વાળા ગણાય છે. એકજ ગોત્ર વાળા પરસ્પર કુટુંબી ભાઈઓ કહેવાય. એટલે ભાઈ ભાઈની કન્યા કે બેનને પરણે એ ધર્મવિરુદ્ધ ગણાય. માટે કર્મભૂમિના આર્ય પ્રજા માટે સ્વગોત્રીય સાથે સગપણ-લગ્નસંબંધ કરવાનું વર્જ્ય છે—નીતિ વિરુદ્ધ છે. તેમજ હાલના મેડીકલ લેખકો પણ પુકાર કરી આપે છે કે 'એકજ ગોત્રમાં જોડાયલા લગ્નસંબંધથી ઉત્પન્ન થતાં પુત્ર પુત્રી શરીરે અશક્ત અને નિર્બળ માલમ પડે છે'

અસિ [ તલવારપ્રમુખ શસ્ત્રો વડે શૂરાતનથી સ્વ પરનું રક્ષણ કરવા રૂપ કર્મ ] મષી [ શાહી દ્વારા લખાણનું કાર્ય છે મુખ્ય જેમાં એવા વિવિધ વ્યાપારો રૂપ કર્મ ] અને કૃષિ [ ખેતીવાડી ખેડ કરવા રૂપ કર્મ ] એ ત્રણ પ્રકારના કર્મ ઉદ્યોગ કરી પોતાની આજીવિકા ચલાવનાર કર્મભૂમિના મનુષ્ય કહેવાય. એ ત્રણ પ્રકારના કર્મ રહિત દેવાધિષ્ઠિત કલ્પવૃક્ષો જેમની ઇચ્છાઓ માત્ર પૂર્ણ કરે છે તેવા મનુષ્યો તે યૌગલિક-યુગલિયા [ જોડે જન્મ લેનાર ] અકર્મ ભૂમિના જણાય છે

યૌગલિક મનુષ્યો પોતાની જીદગીમા એકજ જોડ઼ુ-બાળક બાળિકા રૂપ પ્રસવે ૪૯ ૬૪ કે ૭૯ [ દસ બાળક બાળિકાને ઉછેરે પ્રતિપાલન કરે એમને છીંકને એમને બગાસુ આવે અને યુગલના માતા પિતા એક સાથે આયુષ્ય પૂર્ણ કરી સ્વર્ગમા દેવપણે ઉત્પન્ન થાય.

પાછળ રહેલ જે બાળક બાળિકા ભાઇ-બહેન તે પતિ પત્ની બને. એટલે ત્યા મા ! કાકી દાદા દાદી, પૌત્ર પૌત્રી મામા-મામી, નાના-નાની ફોઈ ફૂઆ, માની માસા અને સાસુ-સસરા વિગેરે કોઇ પણ જાતના સબંધો ઉત્પન્ન થતા નથી

જ્યા રાજા કે પ્રજાનો સબંધ નથી જ્યા કોઈ જાતના ધર્મ સંબંધી માન્યતા થતા નથી તે યુગલો કોના વશજો છે ? તે નિર્માણ નથી જેમ નામા વગેરે નથી સરળ અને ભદ્રિક સ્વભાવી હોઇ જેમનામા કળા કુશળતા કે ગૃહ પ્રકારના ગૃહવ્યવહારો નથી ખાવા, પીવા કે પહેરવા કે રહેવાની ઈચ્છા થાય તે તે સાધનો કલ્પવૃક્ષો પૂરા પાડે છે આવી સ્થિતિમા જે જુગલ પણે જન્મેલ ભાઇ અને બહેન હોય તે પતિ અને પત્ની બને છે એટલે ત્યા લગ્ન સબંધ જો ગામા વશ કે અવટંક જોવાની તેમને જરૂર રહેતી નથી

કર્મભૂમિપણુ પ્રવર્ત્યા પછીજ ચાર વર્ણની સ્થાપના થઈ બ્રહ્મચર્ય પાળે અને શાસ્ત્રનું અધ્યયન [ ભણવું ] અધ્યાપન ( ભણાવવું ] કરે તે બ્રાહ્મણ શસ્ત્ર ધારણ કરે અને નિરાધાર નિર્બળનું રક્ષણ કરે તે ક્ષત્રીય વિવિધ જાતના વ્યાપાર કરે તે વણિક વૈશ્ય તથા ખેતી કરે કે ઉપરોક્ત ત્રણે વર્ણની સેવા કરે તે શુદ્ર

પૂર્વ કાળમાં આવી રીતે કર્તવ્ય અનુસાર વર્ણ ગણાતા. પરંતુ કાળક્રમે તે વર્ણો તે તે જ્ઞાતિરૂપે ગણાવા લાગ્યા. તે એક એક જ્ઞાતિમાંથી પ્રસંગ કારણ વશાત્ અનેક ફાંટા નીકળ્યા. આજકાલ જગતમાં અનેક જ્ઞાતિયો ગણાય છે સૌ પોતપોતાની જ્ઞાતિમાંજ બેટી વ્યવહાર-લગ્નસંબંધ કરે છે

ધંધા રોજગાર ઉપરથી પણ માણસો કુટંબ ઓળખાય છે જેમને મહેતા દેસાઈ ભાવસારી ફોફરીયા, સંઘવી, વોહરા, પટેલ, ગાંધી વિગેરે. પરંતુ તેમા બધા ભાઇઓ એકજ વંશના છે એવું પ્રાયઃ હોતું નથી અવટંક એક પણ વંશ જુદા હોય છે જે કુટુંબ પોતાના પૂર્વે થયેલા સમર્થ વડવાના નામથી ઓળખાય [જેમ કે કાનાણી વેલાણી ભાગાણી હેમાણી પાલાણી માલાણી વિગેરે] તે એકજ અવટંકવાળા ભાયાતો ગણાય છે

અવટંક એટલે ઓળખાણ તે તે નામ વાળા કે તે તે સંજ્ઞાથી પ્રસિદ્ધ પામેલ સમર્થ પૂર્વજ કે આદિ પુરુષથી ઓળખાવું તે અવટંક કે ગોત્ર-વંશ કહી શકાય.

આવા ગોત્રો ચારે વર્ણની જ્ઞાતિઓમાં હોય છે અને પોતપોતાના ગોત્રવંશમાં આપ મનુષ્યો લગ્ન સંબંધ જોડતા નથી. ગોત્ર કે વંશ તપાસી અન્ય ગોત્રવાળા સાથે લગ્ન સંબંધ જોડવો એ વિવેક છે અને વિવેક છે ત્યાં માણસાઈ છે

તેમજ અન્ય ધર્મવાળાઓ સાથે ઉચ્ચ કુળવાળાએ નીચ કુળ વાળા સાથે, સદાચારીએ દુરાચારી સાથે, ગરીબે ધનવાન સાથે, મોટી ઉમરવાળાએ નાની ઉમરવાળા સાથે ગુણીએ અવગુણી સાથે વિદ્વાને મૂર્ખ સાથે સ્ત્રી પુરુષે પરસ્પર લગ્નસંબંધો જો વાંધી ઘણી વખતે ઘરમાં કજીયા ક્લેશ કુસંપ વધે છે અને ઘર બગડે છે લોકોમાં અપકીર્તિ અને કર્મબંધન થાય છે

નિત્ય તપ ધર્મ કરણી કે પરોપકાર વિગેરેના શુભ કાર્યો બની શકે તે માટે અન્ય ગોત્ર સમાન કુળ, શીલ, સદ્ગુણ, વય અને સમાન ધર્મવાળા સાથે લગ્નસંબંધ જોડવાનો વિવેક રાખવો કે જેથી સંપ-સુલેહ અને શાંતિમય જીવન પસાર થાય. એ માણસાઈને [માર્ગાનુસારીનો] ત્રીજો ગુણ ગણાય છે

# બોલ ચોથો

## પાપનો ડર રાખવો

*પાપભીરૂ થઇ વર્તો માર્ગે સત્ય જો*

પાપથી ડરે તે પાપભીરૂ કહેવાય. અંતરમાં મલીનતા રાખી જે કામ કરવુ તે પાપ. જીવોને પ્રાણિમાત્રને મારવા કે જાનથી મારી નાખવા તે પાપ. જૂઠું બોલવુ તે પાપ. અણદીધી કોઈ પણ વસ્તુ-ચીજ અણહક્કની ધણીયાતી કે બિનધણીયાતી રજા વગર લેવી તે પાપ.

મૈથુન સેવવુ કે કામ ચેષ્ટા કુચેષ્ટા કરવી તે પાપ. પરસ્ત્રી કે વેશ્યાગમન કરવુ તે પાપ. આસક્તિપૂર્વક [ લોભથી ] ધનાદિક પદાર્થોનો સંગ્રહ કરવો તે પાપ.

ક્રોધ કરવો, માન [ અહંકાર ગર્વ-અભિમાન ] કરવુ, માયા [ કપટ દગો દગાબાજી-છેતરપિંડી ] કરવી અને લોભ એ ચાર કષાયો સેવવા તે પાપ.

ઇર્ષ્યા કે નિંદા [ પર પુંઠ પારકા અવગુણ ગાવા રૂપ ] કરવી તે પાપ. કજીયા ક્લેશ, ઝેર-વેર કરવા તે પાપ. રાગદ્વેષ અને રતિ અરતિ કરવા તે પાપ. કોઈ ઉપર કૂડ કલંક-આળ ચડાવવું, ચાડીચૂગલી કરવી તે પાપ.

બીજાની આજીવિકા તોડવી તે પાપ. ઓછું આપવું વધારે લેવું તે પાપ. હદ ઉપરાંત વ્યાજ લેવું તે પાપ. કોઈની થાપણ ઓળવવી પચાવી પાડવી તે પાપ. વિશ્વાસઘાત કરવો તે પાપ.

ચા, બીડી, ભાંગ, દારૂ માંસ વિગેરે નકામા વ્યસનો સેવવા તે પાપ શિકાર કરવો તે પાપ

પાપના કામોમા ઉત્તેજન આપવું કે તેવા કામોની પ્રશંસા કરવી તે પાપ

હાંસી-મશ્કરી કરવી કે કોઈને ખીજવવું તે પાપ ગાળો-ભાંડવી અપશબ્દ બોલવા તે પાપ ગરીબોની આંતરડી દુભવવી કે તેમને મદદ ન કરવી તે પાપ મરતા કે દુઃખથી રીબાતા કોઈ પણ પ્રાણી-જીવને મરતાં બચાવવા નહિ કે દુઃખથી ન મૂકાવવા તે પાપ

બકરા, પાડા કે વાછરડા પ્રમુખ પ્રાણિઓને દૂધ પૂરું કે તદ્દન ન આપવું સ્વાર્થવશ તેમના તરફ બેદરકારી રાખી તેમના નીસાસા લેવા તે પાપ નાટક-સીનેમા જોવા, રમતગમત કરવી કે મોજશોખ કરવા તે પાપ જુગાર રમવો તે પાપ.

આમ પાપની વ્યાખ્યા સમજી તે તે પાપથી બચવા કોશિષ કરવી પાપકર્મ કરનાર નિંદાને પાત્ર બને છે

સુખી થવાની ઈચ્છાવાળા મનુષ્યે બીજા પ્રાણીને દુઃખ ન આપવું દુઃખ આપવાથી દુઃખ અને સુખ આપવાથી સુખ મળશે. પોતાનું ભલું ઈચ્છનાર બીજાનું ભલું કરવું આપણને કોઈ ગાળ આપે તે ન ગમે તો આપણે બીજાને ગાળ આપીએ તે તેને કેમ ગમે? આપણને કોઈ મારે તો તે ન ગમે તો આપણે બીજાને મારીએ તે તેને કેમ ગમે? બીજાની આજીવિકા તોડનારે પ્રથમ પોતાની કોઈ આજીવિકા તોડે તો પોતાને કેવું લાગે? તેનો વિચાર કરવો જોઈએ અર્થાત્ આપણને જે બાબત ન ગમે તેવું વર્તન આપણે બીજા તરફ ન કરવું

કરશો તેવુ પામશો 'વાવશો તેવુ લણશો' આ ભવમા કરેલા પાપના ફળ આ ભવમાં પણ ભોગવવા પડ છે કેટલાક પાપો પર ભવમાજ ફળે છે જ્યારે કેટલાક પાપોના ફળ આ ભવ, પર ભવ અને ભવોભવ પણ ભોગવવા પડે છે માટે પાપથી ડરીને ચાલે—વર્તે તે સુખી થાય છે

મલીન વાસનાથી, સ્વાર્થવૃત્તિથી પૂર્વકર્મની પ્રેરણાથી કોઈ સત્તાધારી વ્યક્તિની પ્રેરણાથી કે દબાણથી મમત્વ ભાવથી, અજ્ઞાનતાથી કે અશુભ કર્મના પ ઊા બંધને લઈ આત્મા પાપકર્મ કરવા પ્રેરાય છે પાપ—કર્મ કરતી વખતે વિરલ વિરલી આત્માઓને ભાન હોય છે બેભાનપણાથી બાંધેલા પાપ કર્મ ઉદયમા આવે છે અને જ્યારે દુ ખ કે આપત્તિથી ઘેરાય છે ત્યારે રાગે પાડ છે મુઝાય છે અને તે દુ ખથી છૂટવા આકાશ પાતાળ એક કરે છે તો પછી ઈરાદાપૂર્વક જાણીજોઇને કરેલા કુકર્મોનાં કડવા-માઠા ફળ ભોગવવા પડે તેમા શી નવાઈ?

અવુ સમજી દરેક આત્માએ પાપના પરિણામ વિચારી પાપકર્મ બાધવાથી પાછા હટવુ પોતાને અને પરને દુ ખકારી એવા વ્યસનો સેવવામા અને પાપકર્મ બાધવામા શૂરા ન થવુ પરંતુ પૂર્વના પાપકર્મો તોડવામા શૂરવીર થવુ દયા, સત્ય, પવિત્રતા, સહનશીલતા, નમ્રતા, પરોપકાર અને સરળતા વિગેરે ગુણો [ પાપભીરૂ થઇ ] પ્રગટાવવામા પ્રયત્ન કરવો

ન છૂટકે કુટુબાદિ નિર્વાહના કારણે કોઈ પાપ કરવુ પડે તો પણ તે પાપને પાપ રૂપે સમજી નિર્ધ્વંસ પરિણામ રહિત વર્તનાર અને નીતિ તેમજ દયામય જીવન ગાળનાર મનુષ્ય પાપભીરૂ ગણાય છે એ પ્રમાણે પાપભીરૂ બની નીતિ અને દયામય, સત્ય[1] અને સંતોષમય [ત્યાદિક સ ગુણમય] શુદ્ધ માર્ગે ચાલનુ-વર્તવુ તે માર્ગાનુસારી કે માણસાઇનો ચોથો ગુણ ગણાય.

---

૧ સત્ય બોલવાથી માન સત્ય સંત વત્તવાથી પ્રમાણીકતા આવે છે અને અસત્ય બોલવાથી કૂડીયાપણાની છાપ પડે છે કોઈ પણ કૂડીયાનો વિશ્વાસ ન કરે, માટે કીર્તિ અને સુખનુ કારણ એવુ સત્ય પ્રાણ જતાં પણ માણસે ન છોડવું જોઈએ સત્યની કષ્ટમય કસોટીમાંથી પસાર થનાર રાજા હરિશ્ચદ્રની પેઠે સુખી થાય છે

# બોલ પાચમો.

## દેશના પ્રસિદ્ધ આચારોનુ પાલન કરવુ

*"પ્રસિધ્ધ દેશાચાર પ્રમાણે વર્તવુ"*

પોતાના દેશમાં રુઢી પ્રમાણે ચાલતો અને ઉત્તમ જનોને માન્ય ખાનપાન ને પોશાક વિગેરેનો આચાર-રીત-રિવાજ હોય તે પ્રસિદ્ધ દેશાચાર કહેવાય એ દેશાચાર તથા કુળાચાર [ કુળની નીતિ તથા ધર્મ વિગેરે જે આચાર તે ] પ્રમાણે વર્તવું તે માર્ગાનુસારીનો ગુણ છે

યુરોપિયન ઈંગ્રેજ મુસલમાન, વોરા, પારસી, મારવાડી, પંજાબી, કણબી અને મિસ્ત્રી વિગેરે લોકો પોતાના દેશ, જાતિ કે કુળને અનુસરી ઘણે ભાગે ખાનપાન, પોશાક વિગેરે રીતરિવાજ, રાખે છે જ્યારે હાલ કેટલાક લોકો કચ્છી, કાઠિયાવાડી ગુજરાતી વિગેરે તથા આ ભાગ કરી કહેવાતા લોકો પરદેશ વસવા, કંઈક પશ્ચિમની કેળવણી લેવાઈ અને અન્ય

વિશેષ પરિચય થયો અને પોતાનો દેશાચાર કે કુળાચાર છોડી માણસાઈનો ગુણ ખોઈ બેઠા. અન્ય દેશના ખાનપાન, પોશાક અને પરદેશી ચીજો ચા, સિગારેટ દવાઓ, ખાંડ-સાકર વિગેરેના વપરાશથી દેશભ્રષ્ટ, દેહભ્રષ્ટ, જ્ઞાતિભ્રષ્ટ, ચિત્તભ્રષ્ટ અને કુળ તેમજ ધર્મ ભ્રષ્ટ પણ થયા.

પૂર્વકાળમા એમનાજ વડિલો દેશમાંજ રહી ઉદ્યમ કરતા અને શાંતિ અનુભવતા. સાદુ ખાતા, જાડુ પહેરતાં, ખૂબ અંગમહેનત કરતા અને કઈને કઈ ઉદ્યમમાં રચ્યાપચ્યા રહેતા-નવરા ન બેસતા. તેથી તેમને રોગ ઓછા થતા. તેઓમાં કજીયાકલેશ ઓછા હતા. તેઓ દયા, દાન, નમ્રતા, લજ્જા મર્યાદા, સંપ, સાદાઈ અને પરગજુપણુ વિગેરે માણસાઈના ઉંચા ગુણો ધરાવતા અને દેવ, ગુરૂની સાચી ભકિતપૂર્વક સાચા ધર્મનિષ્ટ હતા. એ બધો પ્રતાપ દેશાચાર કે કુળાચારનો છે

વર્તમાનકાળે પણ ગાંધીજી જેવા મહાપુરૂષો યુરોપ વિગેરેની મુસાફરીમા કે મુલાકાતમા વિગેરે લોકોની મુલાકાતમા પણ પોતાનો દેશાચાર કે શિષ્ટાચાર પોતે છોડતા ન હતા, તેમજ બીજાઓને દેશાચાર પ્રમાણે સાદાઈથી વર્તવાનો ઉપદેશ આપતા. પોતે આનંદ અનુભવતા અને બીજાઓને સુખી બનાવતા.

ત્યારે આજ કાલ લોકોએ દેશાચાર ને કુળાચાર છોડયો. પરદેશ ખેડયો. ભાગ્ય અનુસાર બે પૈસા મેળવ્યા. ખર્ચા વ્યવહારો વધાર્યા. મ્હોટા ભા' બનવા, દેખાદેખી, નાક વધારવા, ખોટે રસ્તે, બિનજરૂરી, ધામધૂમ કરી ખૂબ પૈસો વાપરતા થયા. પરંતુ લજ્જા-મર્યાદા, સંપ, સાદાઈ વિવેક વિનય-નમ્રતા, ગુપ્તદાન, દયા અને પરોપકાર વિગેરે માણસાઈને લગતા ગુણો ગુમાવ્યા.

આજે વ્યસનો વધ્યા. શરીરની ટાપટીપ વધી વિલાસિતા અને બાહ્યનીઠ ભપકો વધ્યો. રાગો વધ્યા. હુસાતુસી—અભિમાન, તોછડાઈ કજીયાકલેશ, વેરઝેર, કુડકપટ અને હાયવોય વિગેરે દુર્ગુણો વધ્યા. જેના પરિણામે લડાઈ અને તેને લઈને મોંઘવારી અને મોંઘવારીને લઈને ભુખમરો વધ્યો. ધર્મ, નીતિ કે ન્યાય વિગેરે સુખના માર્ગોને દેશવટો અપાયો. આ બધો પ્રતાપ દેશાચાર અને કુળાચાર છોડવાનો છે

જે દેશાચાર કે કુળાચાર [ખાન, પાન, પોશાક, કન્યા વિક્રય, બાળલગ્ન, વૃદ્ધ લગ્ન અને રોવાકુટવાના રિવાજ વિગેરે] પોતાને કે પરને અહિતકરતા-હાનિ કરતા હોય તેનો જરૂર ત્યાગ કરવો પરંતુ જેનાથી પોતાને કે પરને કોઈ જાતનું નુકશાન ન હોય પણ પરિણામે ફાયદો હોય તેવા દેશાચાર કે કુળાચારને માન આપવું એ વિવેક ગણાય છે સમય વિચારી સમજી ને વર્તવું દેશાચાર કે કુળાચાર પ્રમાણે વર્તવાથી લોકલાગણી મેળવી ધારેલાં કાર્યો પાર પાડી શકાય છે માટે સુખી થવું હોય તો દેશાચાર અને કુળાચાર પ્રમાણે વર્તવાની જરૂર છે દેશાચાર તથા કુળાચાર પ્રમાણે વર્તવું એ માર્ગાનુસારીનો પાંચમો ગુણ છે

---

# બોલ છઠ્ઠો

## કોઇના અવર્ણવાદ બોલવા નહિ. તેમા ખાસ કરીને રાજાની નિંદા તો નજ કરવી

*'કોઇના અવર્ણવાદ ન બોલવા મુખ જે'*

જે વસ્તુ જેવી હોય તેનું યથાર્થ—બરાબર વર્ણન કરવુ તે અગર ગુણો કહી દેખાડવા તે વર્ણવાદ અને વસ્તુમાં કે કોઈ પણ પ્રાણીમા રહેલા ગુણો ઢાંકી દઈને છતા કે અછતા અવગુણો બીજા પાસે પ્રગટ કરવા તે અવર્ણવાદ કે નિંદા કહેવાય. માણસાઈવાળો માણસ કોઈની પણ નિંદા ન કરે. પારકી નિંદા કરવાથી પોતાને અને સાભળનારને નુકશાનજ થાય છે

પોતા કરતાં બીજો કોઈ વધારે સુખી હોય ધનવાન હોય, ગુણવાન હોય, વિદ્વાન હોય અને તેની લોકો વિશેષ પ્રશસા કરતા હોય તે જોઈ કે સાભળીને હૈયામાં બળતરા થાય, તેના તરફ અણગમો થાય તે અદેખાઇ યા ઈર્ષ્યા કહેવાય. એ ઈર્ષ્યા જ્યારે હૈયામા ન સમાય ત્યારે તેનો ઉભરો [ દૂધના ઉભરાની પેઠ ] વચન રૂપે બહાર નીકળે તેનુ નામ અવર્ણવાદ કે નિંદા કહેવાય.

એ નિંદાને મીઠા (લવણ)ની ઉપમા આપેલ છે મીઠું જે ઠામમા વધારે વખત રહે તે ઠામને ખાઈ જાય છે તેમ નિંદા પણ જે મનુષ્યના હૃદયમા પેઠી તેના પુણ્યનો ખજાનો જ ઠી ખૂટી પડે છે અને પુણ્ય ખલાસ થયા એટલે દુખના વા ળ ત નિંદા કરનારને ઘેરી વળે છે આંખમા આંસુ રે વાનો વખત આવે છે અને પાયમાલ થઈ જાય છે

શાસ્ત્રમાં કહ્યા મુજબ સાધુપણુ યથાર્થ પાળનાર સાધુ પણ જો પારકી નિંદા કરવા માડે છે તો તે સાધુપણાથી ભ્રષ્ટ થાય છે તો પછી બીજો કોણ બચી શકે? માટે બીજાના દોષો નિરખવા કરતા પોતાના દોષો તપાસવા અવગુણગ્રાહી ન થતા શ્રીકૃષ્ણે જેમ કુતરાની બત્રીશી વખાણી [ગુણ લીધો] તેમ ગુણગ્રાહી બનો

નિંદા કરનાર માણસનો વિશ્વાસ કોઈ પણ કરે નહિ જેની નિંદા કરી હોય તે માણસ જો સાભળે તો કજીયો કરે અને વેરઝેર વધે સાધુ સતની નિંદા કરતા ચીકણા કર્મ બધાય તેમજ રાજા વિગેરે સત્તાધારીની નિંદા કરતા દંડ વિગેરે શિક્ષા ભોગવવી પડે લોકમા અપકીર્તિ થાય કરેલ તપ જપ વિગેરે ધર્મકરણી નિષ્ફળ જાય

અવગુણ ગ્રહણ કરનાર અવગુણી બને છે અને ગુણ ગ્રહણ કરનાર સદ્ગુણી બને છે પારકી નિંદા કરનાર પોતે પણ નિંદાપાત્ર બને છે અને પરભવમા નીચ કુળમા જન્મ લેવો પડે છે પોતાની પ્રશસા પારકી નિંદા ગુણી પુરુષોની ઇર્ષ્યા અને સાબિતી વિના જેમ તેમ લવારો કરવાથી મનુષ્ય પોતે પોતાના પાપે હેઠો પડે છે

દુર્જન આકુતિ (ઉકરડા ફૂંગવાના) અને ઓછી બુદ્ધિવાળાનેજ પારકી નિંદા કરવી ગમે છે જ્યારે સજ્જન માણસો જેનો દોષ હોય તેને ખુલાશ ઢોમા રૂબરૂ કહી આપે છે પણ પુઠ પાછળ બીજા પાસે તેનું વાકુ બોલતા નથી પોતાના અવગુણ શોધે છે અને બીજામાંથી અવગુણ છોડી ગુણ ગ્રહણ કરે છે કે જેથી પોતે સદ્ગુણી બની આત્મ કલ્યાણ કરી શકે છે માટે સુખની ઇચ્છા કરનાર માણસે કોઈની નિંદા ન કરવી

કોઇમાં પણ દોષ-અવગુણ દેખાય તો હિતેચ્છુ થઈ એકાંતમાં બેસાડી તેના અવગુણ ટાળવા તેને સભ્યતાથી સમજાવવાનો ઉદ્યમ કરવો. કદાચ ન સમજે તો દયા રાખવી, પ્રભુ એને સદ્બુદ્ધિ આપે એવી ભાવના ભાવવી. પરંતુ પરપૂંઠે-પુઠ પાછળ નિંદા ન કરવી. દરેકમાંથી ગુણ ગ્રહણ કરવો-ગુણગ્રાહી બનવું એ માર્ગાનુસારીનો છઠ્ઠો ગુણ જાણવો.

# બોલ સાતમો

## અતિ ગુપ્ત તથા અતિ પ્રગટ નહિ તેવા અને જવા આવવા માટેના અનેક દ્વાર ન હોય તેવા ઘરમા રહેવુ

*અતિ ગુપ્ત અતિ દ્વારનુ સ્થાનક વર્જવુ '*

માણસ માત્રને રહેવા માટે મકાનની જરૂર પડે છે સહુ પોતપોતાના ગજા પ્રમાણે ઝુંપડાં કે બંગલા બાંધી-બંધાવીને તેમા રહેઠાણ કરે છે પરંતુ તે મકાનો કેવાં અને કેવે સ્થળે હોવાં જોઇએ? તે જાણવાની દરેક મનુષ્યને જરૂર છે

સ્થાનક એટલે રહેવાનું સ્થાન ઘર. જે ઘર તદ્દન એકાન્તમાં, કોઇ શેરી કે વગડા પ્રમુખમાં, ભૂમિ ભયંકર ગુજ ઉંડાણમાં હોય, જવા આવવા અને પ્રકાશનો અભાવ હોય કે જેથી વાયુની ઉત્પત્તિ થાય અને જેની નજીકમાં બીજા ઘર ન હોય તેવા ઘરમા રહેવું નહિ. તેવા ઘરમા રહેતા સાધુ સંત કે કોઈ પણ યાચકને

દાન દેવાનો પ્રસંગ ઓછો આવે તેમજ લૂટફાટ કે આગ-લાય પ્રકાર વિગેરે ભયના પ્રસંગે કોઈ સાચવનાર કે મ૮ ગાર ન મળવાથી જાનમાલ બચાવવા મુશ્કેલ થઈ પ તેવા ઘ મા રહેવુ નહિ.

વળી ઘણા બા ે બારણાં વાળા, ચાર બાજુ ત ન ખુ ્ા કે બહેર રસ્તા ઉપર રહેલા મકાનમા પણ વસવાટ કરવો ન જોઈએ કારણ કે તેવા ઘરમા રહેતા રસ્તા ઉપર ઘણા માણસોની આવજા થતી હોવાથી ઘ મા બેરવ સ્ત્રીઓની લાજ મર્યાદા ન સચવાય સ્ત્રીઓની વૃત્તિ ચપળ બને ઘણા બારણા હોવાથી ચોર, લુચ્ચા, લફ ગા વિગેરે ખરાબ માણસોને ઘરમા પેસવુ સુલભ થાય અને ઘર આ ્ક થવી ગરબડ થતી હોઈ સ્થિર ચિત્તે કોઈ કામ થઈ શકતું નથી

વળી વિશેષમા રહેવાનુ મકાન કોતરકામ વગરનુ સાદુ અને પોતાના કુટુમ્બનું સુખેથી પોષણ થઈ શકે તેવુ તેનુ હોવુ એ લાભ ્યક છે સાદુ અને પૂરતુ હોય તો તે મકાન હમેશા વપરાતું હોવાથી સાફસુફ થઈ શકે અથવા રહી શકે બનાવતી વખતે પૈસા અને વખતનો પણ બચાવ થાય. કોતરકામ વાળુ કે અતિ વિશાળ હોય તો તે મકાન સાફસુફ ન થવાથી રજ-જાળા વિગેરે કચરો જામે અને અનેક જ તુઓ ઘર કરી રહે છે જ્યારે સાફ કરવાનો વખત આવે ત્યારે અનેક જ તુઓના ઘર ભાગે અને જીવોની હિંસા થવા પામે

વળી જે ભૂમિ અશુદ્ધ હોય—હાડકા, મ ૂ જ્યા દટાયેલાં હોય કે મળ મૂત્ર જ્યા પ તા હોય તેવી જમીન ઉપર પણ ઘર બનાવવા ન જોઈએ તેમજ ઘરમા કે આગળમા પેશાબ, શે ્, લીંટ, બળખા કે પાણી વિગેરે નાખી કીચ કરી ગદકી કરવી નહિ ઘર દરેક રીતે સ્વચ્છ રહેવાથી જીવજ તુઓનો ઉપદ્રવ થવા ન પામે, હિંસા ન થાય અને રાગાદિક પી ્ થવા ન પામે તેમજ ચિત્ત વૃત્તિ શાત અને સ્થિર રહેવા પામે વળી ધન અને જી ૮ની સહીસલામત રહે અનાચારથી બચી જવાય અને ધર્મમા અખડ પ્ર ૃત્તિ સેવી શકાય ઇત્યાદિક અનેક ફાયદા થાય. માટે ઘર સબધે ઉપર બતાવેલ બાબતોનો વિવેક રાખનાર માર્ગાનુસારી ગણાય છે એ માણસાઈનો સાતમો બોલ કહ્યો

## સારા પડોશવાળા સ્થાનમાં રહેવું

*'શુભ પડોશમાં વસતા થાએ સુખ જો '*

જીવો નિમિત્ત વાસી છે એક પોપટના બે બચ્ચાં એક ભીલોના સહવાસમાં રહ્યું અને બીજુ તાપસોના આશ્રમમાં રહ્યું ભીલોના પરિવારમાં રહેનારને કુસંસ્કારો પડ્યા. આવતા જતા માણસોને જોઈ મારો, પકડો, લૂંટો વિગેરે શબ્દો બોલે. જ્યારે તાપસોના સહવાસમાં રહેનારે વેદસૂત્રો કંઠસ્થ કર્યાં, સારા સંસ્કારો મેળવ્યા અને આવતા જતા જનોને 'આવો, પધારો, બેસો વગેરે બોલવાનું શિક્ષણ અને સુખ મેળવ્યું એજ પ્રમાણે માણસ લુચ્ચા લફંગા જુગારી ચોર વિગેરેની સોબત કરે તો તેવી કુટેવ પડે તેમજ નીતિમાન, સદાચારી એવા સાધુસંતનો સંગ કરે તો સદ્બુદ્ધિ આવે અને ઉચ્ચ સંસ્કાર પડે

માટે આજુબાજુમાં વસતા પાડોશી પ્રમાણિક નીતિવાળા, સદાચારી નમ્ર વિવેકી અને ધર્મનિષ્ટ હોય તેવે ઠેકાણે રહેવાથી વિચાર, ઉચ્ચાર અને આચાર સારા રહે યા સારા થવા પામે, તથા સુખી જીવન વીતાવી શકાય. ધન્ના, શાલિભદ્ર અને કયવન્ના શેઠના જીવો પૂર્વ ભવે સારા પડોશમાં રહેતા, જેથી સુપાત્રે દાન દેવાનો અવસર આવ્યો અને ભાગ્યશાળી બન્યા.

શુભ પડોશ એટલે શુભ વાતાવરણ. વાતાવરણ અનેક જાતનું હોય છે ઘરનું વાતાવરણ ઘરમાં વસતાં માણસો માતા, પિતા, સ્ત્રી ભાઈ ભોજાઈ વિગેરે કુટુંબીજનોના જેવા સ્વભાવ ને વર્તન હોય તેની અસર સારી કે નરસી સાથે રહેનારને થાય છે

એજ રીતે પડોશનું વાતાવરણ જાણવું. જમીનનું વાતાવરણ જે સ્થળે યુદ્ધ થયું હોય, હાડકાં કે મડદાં દટાયાં હોય અથવા મડદાં બાળવામાં આવેલા હોય તેવી જમીનનો સ્પર્શ થતા માઠી અસર થાય છે

દા. ત.—માતા પિતાને તીર્થ કરાવી પાછા વળતા પિતૃવત્સલ-વિનીત શ્રવણ કુમાર અમુક એક પ્રદેશમાં આવતાં કાવડ નીચે ઉતારીને માવિત્રોને કહ્યું કે ઉપાડવાની મજુરી આપો તો આગળ લઈ જાઉં' માવિત્રો સમજ્યા કે આવો પિતૃભક્ત પુત્ર આવી માંગણી કદી પણ ન કરે, પણ આ જમીનજ અશુદ્ધ છે તેની અસર પુત્રને થઇ એટલેજ આમ બોલે છે એમ ધારી 'અહીંથી આગળ ચાલ એટલે તને મજૂરી આપશું' એમ સાંભળી કાવડ ઉપાડી એ ભૂમિકા ઓળંગી આગળ ચાલ્યો. શુદ્ધ ભૂમિમાં પ્રવેશ કરતાંજ શ્રવણના વિચારો બદલ્યા. અહો! મેં અવિનીતે માવિત્રો પાસે મજૂરી માગી ધિક્કાર છે મને!' આમ ખેદ કરી માવિત્રોના પગમાં પડી અવિનય ખમાવ્યો.

એમજ ગામ દેશ અને દુનિયાનું વાતાવરણ ગામમાં વસતા મ્લેચ્છ-હિંસક પ્રવૃત્તિથીજ આજીવિકા કરનારા-વાઘેર મચ્છીમાર વિગેરેની માઠી અસર તથા સદાચારી પ્રમાણિક નીતિવાળાની સારી અસર થવા પામે છે દેશ કે દુનિયામાં ચાલતા યુદ્ધ દુષ્કાળ કે રોગચાળો વિગેરેની ચાલતી હાડમારીની અસર ચિંતારૂપે થવા પામે છે

આ રીતે અશુભ પડોશ કે વાતાવરણથી ચિત્ત અસ્થિર થાય, ચિંતા ઉપજે અને આત્મિક અહિત થાય છે માટે અશુભ પડોશ કે વાતાવરણ ટાળી શકાય અગર તેનાથી દૂર રહી શકાય તેમ હોય તો તેને ટાળી [ દૂર જઈ ] શુભ પડોશ કે શુભ વાતાવરણમાં વસવું-વસવા બનતી કોશિષ કરવી એ આત્માને સુખકારી છે વિવેકીજનોએ આ બાબતનું પુરતું લક્ષ રાખવું જોઇએ સ્વપરને સુખકારી માણસાઈના આ સાતમો ગુણ માર્ગાનુસારી માણસે અવશ્ય આરાધવા ઉદ્યમવાન થવું જોઈએ.

# બોલ આઠમો

## હમેશા સારા આચરણવાળા સાથે સ બ ધ રાખવો

*'સારા જનની સોબતમા વસવુ સદા'*

શુભ પડોશ કે શુભ વાતાવરણમા રહેવા છતા જો નઠારા માણસની સોબત હોય તો તેની માઠી અસર થયા પામે છે ચોર, જુગારી, પરસ્ત્રીલંપટ વ્યભિચારી, હિંસક અસત્યવાદી કપટી, દારૂડીયા હમેશા મોજશોખમા રાચતા અને નિંદક વિગેરે દુષ્ટ માણસની સોબત કરવાથી ધર્મી, ત્યાગી કે સજ્જન સદ્ગુણી પુરુષને પણ ઘણે ભાગે તેનો ચેપ લાગી જાય છે

સત્સંગતિ-સારા માણસની સોબત કરવાથી સારી બુધ્ધિ આવે છે જડતા દૂર થાય છે કુશળતા આવે છે જીંદગી સુખમય બને છે યશકીર્તિ ફેલાય છે દુર્ગુણો દૂર થાય છે અંતે મોક્ષમાર્ગ પ્રાપ્ત થાય છે આવા અનેક લાભો સત્સંગતિથી થાય છે જેમ મહાત્માના ચરણસ્પર્શથી પવિત્ર થયેલ ધૂળ

જેવી સામાન્ય ગણાતી વસ્તુને પણ રાજા-મહારાજાઓ મસ્તકે ચઢાવે છે તેમજ સામાન્ય મનુષ્ય સત્સમાગમના પ્રભાવથી ઉચ્ચ દશાને પ્રાપ્ત કરે છે

સત્પુરુષોની વાણી, તેમના બનાવેલ પુસ્તકોનું વાંચન, તેમના ગુણોની પ્રશંસા વિગેરેથી પણ સારી અસર થવા પામે છે તો પછી તેમના દર્શન અને નિત્ય સમાગમ કરતા મહાન લાભ થાય તેમાં શી નવાઈ છે? સારીનરસી સોબતની અસર પશુઓ અને વનસ્પતિને પણ થાય છે ચંદન વૃક્ષને પડખે ઉગેલા લિમડાના ઝાડમાં ચંદનની સુગંધ આવે છે અને ચંદનના ભાવે વેચાય છે જ્યારે લિમડાના વૃક્ષને સિંચેલું મીઠું પાણી પણ કડવાશ ધારણ કરે છે નદીઓનું પાણી દરિયામા ભળવાથી ખારૂ થઈ જાય છે વિગેરે સોબત તેવી અસર માટે યશ કીર્તિ, સુખ-સમૃદ્ધિ અને સદગતિની ઈચ્છાવાળા માણસે હમેશા સંત-સાધુ સદાચારી, સદ્ગુણી કે પરોપકારી ધર્માત્મા પુરુષોનીજ સોબત કરવી એ માર્ગાનુસારી-માણસાઈનો આઠમો ગુણ જાણવો

---

# બોલ નવમો

## માતા-પિતાની સેવાભક્તિ કરવી

*વિનયે માત પિતાની કરવી સેવ જો '*

વિનય-વિશેષે નમ્રતા નામની એ મહાન ગુણ છે જેનું હૃદય આંટી-ઘુંટી વગરનું સરળ અને સીધું હોય તેનામાં નમ્રતા હોય વિવેક-સારાસારની સમજણપૂર્વકની જે નમ્રતા તેજ સાચો વિનય ગણાય. નમ્ર થવું-નમવું તે વિનય પરંતુ નમવા નમવામાં ફેર છે

નમે નમે મે ફેર છે બહોત નમે નાદાન,
ગજબાજ દૂના નમે ચિત્તા ચોર કમાન

સામા માણસને છેતરવા, લૂંટવા કે મારવા માટે ચોર, ચિત્તા અને ધનુષ્ય કામઠું વગેરે ખૂબ નમીને પોતાનું કાર્ય સાધે છે એટલે એવી રીતે બીજાને છેતરવા લૂંટવા પોતાનો સ્વાર્થ સાધવા કે ઠાર કરવા નમ્ર થવું લાળા ટાળા કરવા કે મીઠું મીઠું બોલવું એ તો અવગુણપોષક આત્માને અધોગતિમા લઈ જનાર અવિનય છે જ્યારે નિઃસ્વાર્થતા, સરળતા અને વિવેકપૂર્વક નમવું એજ

આત્માને ઉન્નત બનાવનાર વિનય નામનો ઉત્તમ ગુણ છે એવો વિનય ત્યાગી કે ગૃહસ્થ દરેકમાં એકસરખો હોવો જોઈએ વિનય એ ધર્મનું મૂળ છે તેમજ પુ ગળ સંબંધી આત્મા સંબંધી સુખને ઉત્પન્ન કરનાર છે

સુદેવ અને સ ગુરુને નમવુ તે ધાર્મિક વિનય અને માતા પિતા વિગેરે વડિલોને નમનુ તેમની સેવા ભકિત કરવી એ વ્યવહારિક વિનય છે જ્ઞાન અને ક્રિયા એ જેમ મોક્ષનો માર્ગ છે તેમ વ્યવહાર-નીતિ અને ધર્મ એ પણ મોક્ષનો માગ છે ધર્મ હોય ત્યા નીતિ તો હોયજ પર નુ નીતિ હોય ત્યા ધમ હોય યા ન પણ હોય. ધર્મને ઉ પન્ન કરનાર નીતિ છે એટલે વ્યવહારિક વિનય માતા-પિતા વિગેરનો તો પ્રથમ હોવોજ જોઇએ. માતા પિતા વિને વડિલોના સેવા-ભકિત વિનય કરનાર દેવ-ગુરુની પણ સેવા-ભકિત કરી શકે છે પ્રથમ ઉપકારી એવા માતા પિતાના જેણે સેવા-ભકિત વિનય ન કર્યા હોય તે દેવ ગુરુની પણ સેવા ભકિતનો લાભ લઇ શકતો નથી.

માતાપિતાની સેવા કરવાની મનુષ્ય મા ની ફરજ છે કારણ કે તેઓ તીર્થસ્વરૂપ અને ઉપકારી છે તેઓ પોતાના બાળકો માટે ગભમા હોય ત્યારથી માંડીને અનેક સંકટો સહન કરી છેવટ સુધી તેમનુ રક્ષણ કરવાની પૂરતી કાળજી રાખે છે બાળકોના શરીર, મન અને હ ય કેળવવા માટે તન, મન અને ધનનો પણ ભોગ આપે છે તેમજ ઉચ્ચ સંસ્કાર રેડી ઉચ્ચ જીવન બનાવવામા માતિઓનો પૂરનો ફાળો છે

માતા વાત્સ ભાવે બાળકના હ દયમા જે ઉચ્ચ જીવન સાધન-શિક્ષણ રેડી શકે છે તે હજાર શિક્ષકો પણ નથી રેડી શકતા.જેટલી કેળવણી માતાની ગો મા બે વર્ષમા મળે છે તેટલી કેળવણી આખી જી દગીમા કોઈ પણ પ્રકારે મળવી મુશ્કેલ છે એક ઉત્તમ માતા સો શિક્ષકોની બરાબર છે મદાલસા-માતાએ પોતાના પૂત્રને પારણામા ઝુલાવતા તત્વજ્ઞાની બનાવેલ. સતી સીતાએ લવ કુશને કેળવ્યા. નેપોલીયન જેવો વીર પણ માતાની ઉત્તમ શિક્ષારૂપ પ્રસાદીથીજ ઉચ્ચ શકિત મેળવી શકયો

પ્રભુ મહાવીર માતા ત્રિશલાજીની કુક્ષિમાં હતા ત્યારે 'મ્હારા હાલવા-ચાલવાથી માતાજીને દુઃખ થતું હશે' એમ ધારી કાયાને સંકોચી સ્થિર રહ્યા. 'મ્હારો ગર્ભ ગળી ગયો યા કોઈ હરી ગયો' એવી આશંકાથી માતા શોક પામી રુદન કરવા લાગ્યા. પોતા ઉપર માતાજીનો અથાગ મોહ છે આવું ધારી પ્રભુએ કાયા ચલાવી કે માતાજી ખુશી થયા. આ વખતે ગર્ભમાં રહ્યા થકી પ્રભુજીએ અભિગ્રહ લીધો કે 'માતા પિતા જીવતા મ્હારે દીક્ષા ન લેવી' વીર પ્રભુએ પોતે જાતે આવા પિતૃભક્ત બની જગતના લોકોને પોતાના જ દાખલાથી માતપિતાનો વિનય કરવાનો પાઠ શીખવ્યો. માતપિતા સ્વર્ગે સીધાવ્યા પછી દીક્ષા લેવા તૈયાર થયેલા મહાવીરે વડિલબંધુ નંદિવર્ધનના આગ્રહથી તેમને શાંતિ પમાડવા તેમનુ વચન માન્ય રાખી બે વર્ષ દીક્ષા મોડી લીધી

શ્રવણ કુમારે અપંગ માતા પિતાને કાવડમાં બેસાડી ૬૭ તીર્થ કરાવ્યા. રામચંદ્રજીએ ઓરમાન માતાના વચનની ખાતર અને પિતા દશરથની મુંઝવણ ટાળવા વનવાસ સ્વીકાર્યો. મહમદ પયગમ્બર નાની વયમાં વૃદ્ધ માતાની દિલોજાન સેવા બજાવી માતાનો આશિર્વાદ મેળવી વલીપીર-પેગંબર પીર પ્રભુ થયા. આવા તો અનેક મહાપુરુષો થયા કે જેમણે માતા-પિતા વિગેરે વડીલોનો વિનય-સેવા ભક્તિ કરી પોતાનું નામ અમર કર્યું છે

આમ સમજી માતપિતાની આજ્ઞા પાળવી. સવારમાં ઉઠી તેમને પગે લાગવું. તેમને જમાડીને જમવું. તેમની દરેક ઇચ્છાઓ પૂર્ણ કરવી. પરદેશ જતી વખતે તેમને પગે લાગી આશિર્વાદ લેવા. માતપિતા કંઈ કહે તો તેમના ઉપર ક્રોધ ન કરવો. કડવા વચન ન કહેવા. તેમના સામા ન થવું. તેમનું કોઈ પણ અયોગ્ય કાર્ય જોઈ વિનય અને વિવેકપૂર્વક તેમને સમજાવવા.

આપણી બાલ્ય અવસ્થામાં આપણા મળમૂત્ર સૂગ લાવ્યા વગર ધોયા છે. પોતાના બચ્ચાંને રોગાદિથી પીડાતા જોઈ ભૂખ, તરસ, ઉજાગરા વેઠી તેમને આરામ કરવા બનતા ઉપાયો કરે છે. બહુ કષ્ટો વેઠી દિલોજાન સેવા બજાવે છે. આપણે પરદેશ હોઈએ ત્યાર આપણી આશા ઈચ્છે છે. તેમની

વૃદ્ધ અવસ્થા કે બિમારીના પ્રસંગે ખાન પાન ઔષધાદિ ઉપચાર વિગેરે સારવાર પૂર્વક યથાશકિત બનતી સેવા બજાવવી જોઈએ.

આ રીતે તેમના અથાગ ઉપકારનો બદલો સર્વ પ્રકારના સુખ આપતા કે પોતાના શરીરની ચામડીના મોજડી બનાવી પહેરાવવા છતા વળતો નથી, પરંતુ તેમને ધર્મના માર્ગે ચઢાવીએ કે ધર્મ કાર્ય કરતા તેમને સહાયતા આપી સદ્‌ગતિગામી બનાવીએ તોજ કંઇક અંશે તેમના ઋણમાથી મુકત થઈ શકીએ.

ધર્મથી ભ્રષ્ટ થયેલા ગુરૂઓનો ત્યાગ કરવો પણ આચારથી ભ્રષ્ટ થયેલ માતાનો કયારે પણ ત્યાગ ન કરવો, કેમકે ગર્ભ ધારણ અને પોષણ કરવા વડે ગુરૂ કરતા પણ કોઈક અપેક્ષાએ માતા અધિક ઉપકારી છે પાંચ વર્ષ પછીની અવસ્થાએ બાળકોને અનેક સદ્‌ગુણો સુવિદ્યા અને કળા પ્રાપ્ત કરાવનાર પ્રાયઃ પિતા છે માટે માતાપિતા બંનેનો પુત્ર જીંદગી પર્યંતનો ઋણી છે તેથી તેમની જીવનયાત્રા સુખમય પસાર થાય એ ખાસ લક્ષમા રાખવુ જોઈએ એવુ જાણી માતા પિતાદિ વડીલો અને દેવગુરૂની સેવા [ વિનય ] કરનાર માણસ માર્ગાનુસારી ગણાય છે એ માર્ગાનુસારીનો નવમો ગુણ સમજવો

# બોલ દશમો

## ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો

*'ભયવાળા સ્થાનકમાં કદિ વસવું નહિ*

સ્થાનક એટલે ઘર અથવા જગા જ્યાં થોડો કે ઘણો વખત રહેવું હોય તેવી જગ્યા તેનો પ્રદેશ કે તેનું સ્થળ જ્યાં સાપ વીંછી, વાઘ, ચિત્તા, ચોર ચરડ સ્વરાજ્ય કે પરરાજ્ય પ્લેગ, મરકી કોલેરા પ્રમુખ ચેપી રોગ, લડાઈ, દાપર પુરો વિગેરેનો અવારનવાર ભય-ઉપદ્રવ રહ્યા કરે તેવી જગ્યા કે તેવા પ્રદેશમાં રહેવાથી અશાંતિ ચિત્તની અસ્થિરતા થવા પામે. ચિત્તની અસ્થિરતા થવાથી કોઈ પણ કાર્યમાં ચિત્ત ચોટે નહિ.

બેચિત્તા મનથી એટલે બેધ્યાનપણે ઘણાખરું સર્વ બગડવા પામે છે ધારેલું કોઈ પણ કાર્ય સિદ્ધ ન થવાથી આર્તધ્યાન ચિંતા ઉપજે લોકો શોકાતુર અને કર્મબંધન થાય માટે ભયવાળુ ઠકાણું છોડી નિર્ભય સ્થાને [જ્યાં સત્પુરૂષોનો અવારનવાર સમાગમ થાય ત્યાં] રહેવા માટે બનતી કોશિષ કરવી કે જેથી આ માને શાંતિ પ્રાપ્ત થાય અને ધર્મક્રિયા વિગેરે નિર્વિઘ્ને થઈ શકે-ધર્મ અર્થ ને કામ-સત કાર્યો કરવાની સુલભતા થાય. આ પ્રમાણે ભયવાળા સ્થાનકમાં કદિ ન વસવું એ માર્ગાનુસારીનો દશમો ગુણ બતાવ્યો.

---

# બોલ અગીઆરમો

## નિંદિત કાર્યોમાં પ્રવૃત્તિ ન કરવી

*નિંદિત કાર્યની તજવી માટી ટેવ જો*

જે કાર્ય લોક વિરૂદ્ધ હોય કે જેનાથી લોકો નિંદે, રાજા દંડે અને આ લોક તથા પરલોકમાં દુઃખ પ્રાપ્ત થાય તેવા કાર્ય ન કરવાં. દારૂ પીવો, માંસ ખાવું શિકાર કરવો જીવોની વગર અપરાધે ઘાત કરવી ચોરી કરવી પરસ્ત્રી કે વેશ્યા સાથે ગમન કરવું [મૈથુન સેવવું] અને જુગાર રમત કરવી અન્યાયપૂર્વક હિસામય વ્યાપાર કરવા, પરિણામે અનિષ્ટ ફળ આપનારૂં સઉ હડનું જૂઠું બોલવું દાણચોરી વિગેરે રાજ્ય વિરૂદ્ધ કાર્ય કરવા, બાળલગ્ન કે વૃદ્ધ લગ્ન કરવાં, વિશ્વાસઘાત કરવો તેમજ પારકી નિંદા કરવી, વિગેરે કાર્યો-અકાર્યો માણસાઈવાળો માણસ ન કરે તેમજ જે જે દેશ, જાતિ કે કુળધર્મની અપેક્ષાએ જે જે કાર્યો નિંદિત ગણાતા હોય તે તે દેશ, જાતિ કે કુળ-ધર્મ વાળાએ તે તે કાર્યો ન કરવાં.

દારૂ મદિરા કે તાડી વિગેરે માદક પીણાં નિરંતર પીવાથી બુધ્ધિ મંદ ભ્રષ્ટ થાય છે. આ જડ પદાર્થના કેફથી માણસ બેભાન બની જાય છે. કપડાં પહેરવાની શુધ્ધિ રહેતી નથી. બોલવાનું ભાન રહેતું નથી. એલફેલ જેમ આવે તેમ બકયા કરે છે. લથડીયા ખાઈ જ્યાં ત્યાં પડી જાય છે. ખીસામાં રહેલ પૈસા બદમાશ માણસો લઈ લે છે. આમ પૈસાની નુકશાની થાય છે. શરીરના બેહાલ થાય છે. દારૂડીયા તરીકેની ખરાબ છાપ પડે છે. આ ભવમાં અપકીર્તિ અને દુઃખ થાય તથા પરભવમાં દુર્ગતિના દુઃખ ભોગવવા પડે.

માંસ ભક્ષણ કરવાથી વૃત્તિઓ તામસી બને છે. ક્રુરતા નિર્દયતા વધે છે. ક્રોધ વધે છે. કજીયા-કલેશ વધે છે. જે જીવોનું માણસ માંસ ખાય તે જીવો સાથે વૈરબંધન થાય છે. વિષયવાસના વધે છે. આમ અનીતિ-અનાચાર વધતા બન્ને ભવ બગડે છે.

નિર્દોષ જીવોનો શિકાર-વધ કરવાથી વેરની પરંપરા વધે છે. નારકી તિર્યંચ પશુ પક્ષી વિગેરે દુર્ગતિમાં ઘણો કાળ સુધી રહીને વિવિધ દુઃખો સહન કરવા પડે છે.

ચોરી, દગો અને જુગારકર્મ કરવાથી ચોર, લપટ અને જુગારી તરીકે લોકો ઓળખે છે. રાજા દંડે છે. સખત મજૂરી સાથે જેલ વિગેરેની શિક્ષા ભોગવવી પડે છે. ધન અને તનની હાનિ થાય છે. દુનિયામાં અપકીર્તિ થાય, આર્ત-રૌદ્ર ધ્યાન થાય-મરવાનો પ્રસંગ આવે. કર્મ બંધાય અને દુર્ગતિમાં જવું પડે. ઇત્યાદિક ખરાબ કામોના માઠાં પરિણામ ફળ જાણી તેવા નિંદિત કાર્યોની માઠી ટેવ તજવી એ માણસાઈનો ૧૧ મો ગુણ જાણવો.

# બોલ બારમો

## આવકના પ્રમાણમા ખર્ચ કરવો

*'આવકને અનુસારે ખર્ચ કરવો ઘટે'*

જેટલી ધનની આવક-પેદા હોય તેના પ્રમાણમાં ખર્ચ રાખવો ઘટે દુનિયામા મોટા થવા માટે-નાક વધારવા માટે દેખાદેખી દમાવથી કે કોઈએ ચ ઢવવાથી ગજા બ હારનુ મૃત્યુ ભોજન કરવાથી લગ્નાદિ પ્રસંગે જમણ કરવાથી, વાગમોની દલાલી કે ગજા ઉપરાત દાન દેવાથી અને નાટક-સીનેમા પ્રમુખ મોજશોખમા ધન વાપરવાથી પાછળ સીદાવું પડે

તેમજ છતી શક્તિએ કુ જુગારને લઇ રૂપાન્તર કરવા કે ઉચિત-વ્યાજબી દાનપુણ્ય પરમાર્થના માર્ગે ન કરવો એ પણ અયોગ્ય છે [નિધને પાત્રે] સ્થિતિ નબળી હોય તો દાન કરનારની અનુમોદના પ્રશંસા કરવી અગર દાન કરવા માટે દલાલી કરવી-ઉપદેશ આપવો.

હમેશાં પોતાની પાસે ઘણું દ્રવ્ય હોય કે ઘણી પેદાશ હોય તો તેના ચાર ભાગ કરવા પાડવા. જમીન, વ્યાપાર ઘરખર્ચી અને દાન પુણ્ય માટે. જમીનમાં દાટી રાખેલુ ધન જરૂરી પ્રસંગે ઉપયોગમાં આવી શકે અથવા સોનું, ચાંદી કે મકાનમાં રોકેલું ધન પણ અવસરે લાભદાયક મદદગાર થાય છે. એ બે રીતે રોકેલું દ્રવ્ય બગડતું નથી કે ચોરાદિક વડે નાશ પામતું નથી. વ્યાપારમાં રોકેલું ધન મૂડી પ્રમાણે નીતિપૂર્વક વ્યાપાર કરતા ભાગ્ય અનુસાર વધતું રહે. જ્યારે ઉદારતાથી, આ લોક કે પર લોકની લાલચ વગર, યોગ્ય સ્થળે, યથાશક્તિ કરાયેલું દાન આ ભવ અને પર ભવમાં અપાર લાભદાયક નીવડે છે.

આ પ્રમાણે આવક અનુસાર યથાશક્તિ દાનાદિક શુભકાર્યોમાં ધનનો સદુપયોગ કરવો, પરંતુ ખોટા ખરચામાં કરજ કરી ધનનો દુરૂપયોગ ન કરવો એ નીતિમાર્ગાનુસારીનો બારમો બોલ કહ્યો.

---

# બોલ તેરમો

## લક્ષ્મી (ધન)ના અનુસારે વેષ ધારણ કરવો

*સ્વચ્છતાપૂર્વક ધરવો સાદો વેષ જો*

ગંદકી ત્યાં ગંદગી શરીર કપડાં અને ઘર વિગેરે ગંદા રાખવાં એ રોગ અને હિંસાનું કારણ છે તેમજ જોનાર માણસને દુર્ગંછા કે નિંદા કરવાનું નિમિત્ત મળે છે માટે શરીર કપડાં અને ઘર વિગેરે હમેશા સ્વચ્છ રાખવા

શરીરસ્વચ્છતા ન્હાવાથી થાય છે ન્હાવું એ ગૃહસ્થોનો આચાર છે તદન સ્નાન ન કરવાથી ધર્મની હેલના થાય. તેમ ઘણું પાણી રેડવાથી હિંસા, ગંદકી અને રોગની ઉત્પત્તિ થાય માટે સ્નાન વિગેરેમા ગળેલા અને જરૂરિયાત પૂરતા પાણીનો ઉપયોગ કરી સ્વચ્છતા જાળવવી એ વિવેકી માણસનું કામ છે ન્હાવું એ ધર્મ નથી, પરંતુ સ્વચ્છતા જાળવવાથી ગંદકી અને રોગાદિ ન થતાં પરિણામે દયા પળે છે ચિત્ત નિર્મળ રહે છે

દરેક વસ્તુ સ્વચ્છ બનાવતાં તેમજ ઉપયોગ અને સંભાળપૂર્વક રાખતાં શ્રમને કસરત મળે છે કસરતથી જઠરાગ્નિ તેજ બને છે જઠર સતેજ હોવાથી ખાધું પચી જાય છે ખાધેલું પાચન થવાથી જુદા જુદા રસધાતુરુપે શરીરમાં પ્રસરે છે, જેથી શરીરમાં બળ, કાંતિ ને સ્ફૂર્તિની વૃદ્ધિ થાય છે અને બધું કામ પણ ઈચ્છા અનુસાર પાર પાડી શકાય છે માટે જીવ દયા અને આરોગ્યતાનું કારણ એવી સ્વચ્છતા રાખવી એ વિવેક છે

ખીસા ખાલી ને ભભકા ભારી કેટલાક માણસોનો એવો સ્વભાવ હોય છે કે માથે કરજ હોય નવીમના બજીવા હોવાથી કમાણી-આવક ન હોય અને બીજા પાસેથી પૈસા ઉધાર ગુજરાન ચલાવવાનું હોય છતાં બાપ ટુ ટેટ બની ફેસી જાપાનીઝ વસ્ત્રોનો ભભકો કરી માથે વેસેલાઈન કે પોમેડ પ્રમુખ સુગંધી તેલ નાખી આડી સિધ્ધતાથી બાબરી ઓળીને, કાનમાં અત્તરના પૂમડા રાખી ફ્રેન્ચ કટ અથવા મુગ્ધ વરવા ઢી કોટ પાટલૂન-જાકીટ પહેરી, સુગંધી દ્રવ્ય છાંટેલ રૂમાલ, અજવાળાનું ઘડિયાળ અને ફાઉન્ટન પેન ખીસામાં રાખીને કે ઘડીઆળ કાંડે બાંધી મોઢામાં પાન બીડું અને સિગારેટ નાખી, સ્ટોકિંગ-બૂટ-અથવા મેલ-નેકટાઈ કફ વિગેરે ધારણ કરી દર્પણમાં જોવું આંગળીમાં વીંટી, હાથમાં છત્રી કે બગલો ધરીને આંખે સોનેરી ફ્રેમના ચશ્મા ચડાવી, ઉંચી નજર રાખી છાતી કાઢીને ચાલવું આડી ટોપી કે કિંમતી સાફો માથા ઉપર પહેરી નાટક-સીનેમા જોવા કે લોજ-હોટેલોમાં ચા પાણી નાસ્તા કરવા જવું અને ધબ ધબ કરતા પૃથ્વી ઉપર પગ મૂકી ચાલવું

આવો ઉભટ વેશ પહેરી ફરનારાની દુનિયામાં અપકીર્તિ થાય છે એવા માણસોનો કોઈ વિશ્વાસ ન કરે તથા તેવા માણસો ઉધ્ધત, વ્યભિચારી, દિવાળીયા, નાલાયક મૂર્ખ, ચોર અને શકપાત્ર જણાય છે એવા ફેસી સ્ત્રી પુરૂષોથી ત્યાગ તપ ન બને કોઈની સેવા ન બની શકે અને તેમનો આ ભવ કે પર ભવ બગડે. આવું સમજી સ્થિતિ સામાન્ય હોય કે શ્રીમંતાઈ હોય છતાં પ્રમાણિકતાપૂર્વક ખાન પાન, પોષાક અને બોલવા વિગેરેમાં સાદાઈ રાખવી

જાતિ, સ્થિતિ, વય, દેશ કે હોદ્દો અને સમીજમીના પ્રસંગો વિગેરેનો વિચાર કરી વેષ ધારણ કરનાર વિવેકી જણાય છે

શ્રીમતાઇ હોવા છતા ગરીબ કે ભીખારીની માફક મેલાં કે ફાટેલાં-તૂટેલાં કપડાં પહેરે તો લોકોમાં કંજૂસ તરીકે નિંદાય. તેમ બહુજ ઉદભટ વેશ [ ઉપર બતાવ્યા મુજબ ] રાખે તો પણ નિંદાને પાત્ર થાય માટે બન્નેથી જુદો ત્રીજો સાદાઈનો માર્ગ બધાને રૂચિકર અને પ્રશંસા પાત્ર છે જાડાં ટકાઉ અને સાદાં તેમજ સ્વદેશમાં બનેલાં વસ્ત્રો પહેરવાથી શરીરની મર્યાદા બરાબર જળવાય અને ખર્ચ ઘટવા સાથે સાદાઈ કહી શકાય. રાજા અમલદાર કે માસ્તરો વિગેરે હોદ્દાધારી માણસો પોતાના મોભા પ્રમાણે વેષ ન રાખે તો તેની છાપ ન પડે. પોતાના દેશનો વેષ છોડી બીજા દેશોનું અનુકરણ તો નિંદાપાત્ર બને.

સાદાઈ ત્યાં નમ્રતા-લઘુતા આવે છે લઘુતા [ નમ્રતા ] સે પ્રભુતા [ મોટાઇ ] મિલે પ્રભુતાસે પ્રભુ દૂર, તારે [ ગ્રહ નક્ષત્ર તારા પ્રમુખ ] સબ ન્યારે રહે, ગ્રહે શશી ઔર સુર ૧ ચંદ્ર સૂર્ય મોટા છે એટલે તેમને ગ્રહણ લાગુ પડે છે તારા ગ્રહ-નક્ષત્ર નાના છે તો તેમને પ્રાપ્ત થતું નથી માટે સ્વચ્છતા અને સાદાઈ રાખવી એ માર્ગાનુસારીનો તેરમો બોલ કહ્યો

# બોલ ચૌદમો

## બુદ્ધિના આઠ ગુણો મેળવવા

*આઠ ગુણો બુદ્ધિના ઉરમાં ધારવા*

૧ શુશ્રૂષા, ૨ શ્રવણ, ૩ પ્રશ્ન, ૪ ગ્રહણ, ૫ ઈહા, ૬ અપોહા, ૭ ધારણા અને અનુષ્ઠાન એ બુદ્ધિના આઠ ગુણો ટીકા સૂત્રમાં બતાવ્યા છે એ ગુણો હૃદયમાં ધારવા જોઈએ.

૧ શુશ્રૂષા—[સાંભળવાની ઇચ્છા] પાંચ ઈન્દ્રિયવાળા પ્રાણી માત્રને સાંભળવાને કાન મળેલ છે એથી પશુ પક્ષી, દેવ અને મનુષ્યો વિગેરે સાંભળી શકે છે અને સાંભળવાની ઇચ્છા પણ બધાને થાય છે પરંતુ શું સાંભળવું? શા માટે સાંભળવું? અને સાંભળવાનું પરિણામ શું? એ બાબતનો વિવેક તો વિરલાઓનેજ હોય છે

શુશ્રૂષા એટલે સાંભળવાની ઇચ્છા. ગાળો—અપશબ્દો, કજીયા-કંકાસના શબ્દો, કુતૂહલ-હાંસી મશ્કરીના શબ્દો, રૂદનના શબ્દો, ગાનતાન વિગેરે સંગીતના શબ્દો અને વિવાહ પ્રમુખ માંગલિક અવસરના પ્રસંગોમાં ગવાતા ગીતોના શબ્દો સાંભળવાની ઇચ્છા કે સાંભળવામાં રતિ-આસક્તિ હોવી એ

તો કર્મબંધનનું કારણ હોવાથી શુશ્રૂષા ન કહેવાય.

મનુષ્ય ભવ કેવો છે? તેની કિંમત શી છે? આ ભવ કેમ મળ્યો છે? અને શા માટે મળ્યો છે? આ ભવમાં રહીને શું કરવાનું છે? અને તે સફળ કેમ થાય? વિગેરે બાબતોનો નિર્ણય બતાવનારાં શાસ્ત્ર સિદ્ધાંતો, સત્પુરુષોનો ઉપદેશ કે સજ્જન પુરુષોની સુશિક્ષા-સારી શિખામણ સાંભળવાની ઇચ્છા, એમાંજ રુચિ અને આસક્તિ હોવી એજ સાચી શુશ્રૂષા કહેવાય એ બુદ્ધિનો પહેલો ગુણ છે

૨ ધર્મશ્રવણ [ સાંભળવું ] શબ્દોનું કાનમાં અથડાવું તે પૂર્વોક્ત અપશબ્દો ગાળો વિગેરેનું સાંભળવું એ રાગદ્વેષનું કારણ હોવાથી ખરું શ્રવણ ન કહેવાય પરંતુ જેનાથી આત્માની અવગુણ ગાંઠો નરમ થઇ ટળે, દુર્બુદ્ધિ દૂર થાય, સત્યમાર્ગ સમજાય અને જેથી ઇચ્છિત આત્મિક સુખ મળે, એવા ધર્મનું સ્વરૂપ સાંભળવું કે ધર્મનો બોધ સાંભળવાનો યોગ હોય તો દરરોજ સાંભળવો

ધર્મનો બોધ સાંભળવાથી સંસારની ઉપાધિથી કંટાળેલા મગજને આરામ મળે છે વસ્તુસ્વરૂપ જાણી શકાય છે જાણવાયોગ્ય વસ્તુને જાણ્યા પછી તજવાયોગ્ય [ વિષય કષાયાદિ ] તજવાની ભાવના થાય અને આદરવા યોગ્ય [ જ્ઞાન, ધ્યાન, તપ, ત્યાગ સમતા, સંતોષ વિગેરે ] આદરવાની ભાવના થાય આ લાભ લઇ શકાય. માટે ધર્મનું નિત્ય શ્રવણ અવશ્ય કરવું જોઇએ

સંસાર વ્યવહારનો સંબંધ સર્પ અને નોળીયા જેવો છે નોળીયો જ્યાં નોરવેલ હોય ત્યાં વસે છે નોરવેલ સુંઘવાથી ઝેર ઉતરી જાય છે સર્પ સાથે નોળીયાને લડવાનો પ્રસંગ આવે અને સાપ તેને ડંખ મારે તેને ઝેર ચડે કે તરતજ નોળીઓ નોરવેલ સુંઘે એટલે ઝેર ઉતરી જાય, પાછો લડે એમ કરતાં છેવટ નોરવેલની મદદથી સાપને મારવા માટે નોળીયો સમર્થ થાય છે

તેવીજ રીતે સંસારવ્યવહારમાં રહેલા મનુષ્યરૂપ નોળીયાને સંસાર વ્યવહારના પ્રપંચરૂપ સર્પનું કામ, ક્રોધ, મદ મોહ, અજ્ઞાનાદિરૂપ ઝેર ચડે.

છે તે સદગુરૂના ઉપદેશ શ્રવણ રૂપ નાગવેલ સુંઘવાથી ક્રોધાદિરૂપ ઝેર ઉતરે છે સંસાર વ્યવહારના પ્રપંચમા રહેનારને કામક્રોધાદિરૂપ ઝેર વાર વાર ચડયા કરે છે જ્યારે નિરંતર-હમેશા ધર્મોપદેશ સાભળવાથી અને અંતરમા ઉતારવાથી કામક્રોધાદિરૂપ ઝેર ક્રમે ક્રમે ઘટવા માંડે છે અને અંતે જીવાત્મા નિર્વિષ બની [કર્મ લેપરહિત બની] નિર્ભય બને છે માટે ધર્મનું શ્રવણ કરવુંજ જોઈએ. આવુ સાભળવું એજ સાચુ શ્રવણ કહેવાય. એ બુદ્ધિનો ત્રીજો ગુણ છે

૩ પ્રશ્ન [પૂછવુ] સાંભળ્યા પછી શકાઓ ઉત્પન્ન થાય. તે ઉત્પન્ન થયેલ શંકાઓનો ખુલાશો મેળવવા સભ્યતા, વિનય અને વિવેકપૂર્વક જીજ્ઞાસુ બુદ્ધિથી શાસ્ત્રના જાણકાર ગુરૂ આદિ ને પૂછવું અને મનની શકાઓનું સમાધાન કરવું જેમકે

પ્રશ્ન-ગુરૂદેવ ! આપ કહો છો કે ધર્મ કરવાથી સુખ મળે, પરંતુ હાલ તો એથી ઉલટુ દેખાય છે અર્થાત ધર્મ કરનારા દુઃખી દેખાય છે અને અધર્મ પાપ કરનારા પાપી લોકો મોજ કરે છે તેનુ કારણ શુ ?

ઉત્તર-ભાઈ ! પાપી લોકોએ ગયા ભવમા અજ્ઞાન તપરુપ કષ્ટ વિગેરે કરી પુણ્ય ઉપાર્જન કરેલ છે તેથી આ ભવમા તેના મીઠા ફળરુપ સુખ ભોગવે છે અને હાલ જે હિંસા વિગેરે પાપ કરી રહ્યા છે તેનુ કડવું ફળ આવતા જ ભવમાં દુઃખરુપે ભોગવશે કર્મનો કાયદો અચળ છે તીર્થંકર વિગેરે મહાન પુરૂષોને પણ તેમણે કરેલા શુભાશુભ કર્મનાં ફળ ચાખવાં પડે છે

વળી જે ધર્મી લોકો દુઃખી દેખાય છે તેનું કારણ એક તો એ કે પૂર્વ ભવમા ધર્મ કરવામા ખામી રહી છે અર્થાત ધર્મના નિયમો લઈ બરાબર પાળ્યા નહિ હોય દુષણ લગાડ્યા હશે અને આ જ ભવમાં પણ ધર્મ કરતા વિષય કષાયો સેવે છે મમત્વ, ઈર્ષ્યા નિંદા, વિકથા, વેર ઝેર અને ઝગડાઓ કરે છે તેમજ ગતાનુ-ગતિક ગાડરીયા પ્રવાહની માફક સમજ્યા વગરની ધર્મ ક્રિયાઓ કરે છે એટલે તેનુ ફળ સુખરુપ ક્યાથી મળે? જો પૂર્વ ભવની ખામીઓ ન હોય અને આ ભવમા સરળતાથી, પાપભીરૂ થઈ જ્ઞાનીઓએ બતાવેલ ધાર્મિક ક્રિયાઓ યથાર્થ સમજણ સહિત, એકાંત કર્મ નિર્જરા માટેજ વિધિપૂર્વક કરવામા આવે

તો જરૂર ઈચ્છિત સુખ મળી શકે આ પ્રમાણે શંકાઓનું પૂછીને સમાધાન કરવું તે બુદ્ધિનો ત્રીજો ગુણ છે

૪ ગ્રહણ—કોઈપણ માણસ કંઈપણ સારી વસ્તુ આપતો હોય તે પ્રેમ પૂર્વક લઈ લેવી તે ગ્રહણ. ઉપદેશ કે કોઈપણ હિતેચ્છુ મળવાથી હિતકર શિખામણ કે સદુપદેશ આપેલ હોય તે તથા પૂછેલા પ્રશ્નોના ખુલાસા થયા હોય તેને પોતાના મગજમાં લઈ લેવા, મગજમાં સ્થાન આપવું કે તે શબ્દો સંગ્રહી રાખવા તે ગ્રહણ.

જો ધ્યાનપૂર્વક સાંભળી ને શબ્દો મગજમાં લીધા ન હોય તો તે સંબંધે કશી શંકા કે પ્રશ્ન પૂછવાનું કશું સૂઝેજ નહિ અને ઉપયોગ વગરનું સાંભળવું એ પણ નકામુંજ છે એથી કશો લાભ થતો નથી. માટે ઉપયોગપૂર્વક સાંભળી તે બાબતને મગજમાંથી જવા ન દેવી, સંગ્રહી રાખવી તે ગ્રહણ નામનો બુદ્ધિનો ચોથો ગુણ છે

૫ ઇહા—વિચારણા—જેમ પૈસા પેદા કરનાર માણસ વિચારે કે 'આ પૈસો નીતિનો છે કે અનીતિનો? હકનો છે કે અણહકનો? કેવી રીતે પેદા કર્યો છે?, કેમ સાચવવો? વ્યાજે રાખવો કે જમીનમાં દાટી રાખવો? અને તેનો ક્યા ક્યા ને કેવી રીતે ઉપયોગ કરવો?' વિગેરે વિગેરે તેવીજ રીતે જો ધર્મ તથા નીતિનો બોધ ધ્યાનપૂર્વક શાસ્ત્રાદિકનો સાંભળી મગજમાં સંગ્રહી રાખ્યો હોય તેનો પોતાની બુદ્ધિથી વિચાર કરવો કે આ બોધનો સાર શો છે? આવો બોધ એ ઉપકારી ઉપદેશકો આપણા ભલા માટે વગર સ્વાર્થે પરોપકાર બુદ્ધિથી સંભળાવે છે માટે એ બોધ ઉત્તમ છે આ માનુષ ભવ કરનાર છે પૂર્વે અનેક જીવો આવો બોધ સાંભળી તે પ્રમાણે વર્તન કરીને તર્યા છે વર્તમાનકાળે તરે છે અને ભવિષ્યમાં પણ અનેક ભવ્ય પ્રાણીઓ તરશે. માટે મારે પણ એ બોધ પ્રમાણે વર્તવું જોઈએ' ઈત્યાદિક વિચારણા કરવી એ બુદ્ધિનો પાંચમો ગુણ છે

૬ અપાય-અપાત કે અપોહ—જેનું પતન પતન ન થાય સ્થિર નિશ્ચય રહે કે જે બાબતમાં ઉહાપોહ-તર્કવિતર્ક ન થાય-શંકારહિત નિશ્ચય રહે તે.

અર્થાત જે નીતિ, દાનાદિ ક ધર્મ, સમ્યકત્વ, મોક્ષ કે આ મા વિગેરે વિષયનો સાભળવાની ઈચ્છા પૂર્વક બોધ સાંભળ્યો હોય, શંકા-રહિત મગજમા સંગ્રહ્યો હોય અને તે વિષે વિચાર પણ કર્યો હોય, તે બોધ આત્મામા એવો તો ઉતરે નિશ્ચળ બને કે તે શ્રદ્ધાથી ધર્મથી કોઈ દેવાદિક પણ ચળાયમાન ન કરી શકે કોઈ બો ો ઉપ શ આપી ભરમાવી-વિગાસ્ટે ફેરવી ન શકે એ શ્રદ્ધામા, ધર્મમાં કે શાસ્ત્રમાં શંકા, કાખા વી રે થવા ન પામે અને પ્રાણ જતા પણ એ બોધ [જ્ઞાન ધર્મ કે શ્રદ્ધા] હ્રદયમાથી ઉખડે નહિ-જાય નહિ એ રીતે નિશ્ચળ બને તે અવાય અપાત કે અપોહ નામનો બુદ્ધિનો છઠ્ઠો ગુણ છે

૭ ધારણા—જે સાભળ્યુ ગ્રહણ ર્યું વિચાર્યું અને નિશ્ચ ય કર્યું એવુ તે જ્ઞાન વિગેરે જી દગીના છેડા સુધી ધ્ર રી રાખવુ જવા ન દેવુ ભૂલવુ નહિ. તે ધારણા.

અમુ શબ્દો, અમુક જાતનો ધર્મ કે નીતિનો ઉપ શ કે અમુ શિખામણ, અમુક ઉપદેશ કે અમુક હિતેચ્છુ માણસે અમુક વખતે અને અમુક સ્થાલે કહેલ-આપેલ છે એમ જી દગી પયત ભૂલાય નહિ તે સબધમા કોઇ જમે ત્યારે પૂછે તો પણ તેનો જવાબ વ ાર વિ ામે નિ.શકપણે આપી દેવાય ચા ુ સમયમાં થતા અવધાન પ્રયોગો એ આ ધારણાશકિતનો પ્રભાવ છે આ પ્રમાણે જી દગી પર્યંત જે ધારણાશકિત-સ્મરણશકિત તે બુદ્ધિનો સાતમો ગુણ છે

૮ અનુષ્ઠાન—[કરવુ કે કરાવવુ] સાભળેલી વિચારેલી નિશ્ચળ કરેલી અને ધારી રાખેલી બાબત વ ર્તનમા મૂકવી તે અનુષ્ઠાન. જેમ કે ધર્માત્મા ત્યા ગી કે ગૃહસ્થે ઇ દ્રિયો અને મન ઉપર વિજય મેળવવો અને અંતર ગ છ શત્રુઓ [ ામ ક્રોધાદિક]ને જીતવા ધર્માદિ ક પ્રભુના અમૂલ્ય વચનો સાભળી વિચારી, [બાહ્ય શત્રુઓના એ ારણભૂત છે] એમ નિશ્ચય કરી કામ, ક્રોધ, મદ લોભ રા ગ દ્વેષ પાંચ ઈન્દ્રિયો અને મનને જીતવા ઉદ્યમ કરવો. ઉદાર ચિત્તવાળા બની, ઉ ચ્ચ ભાવના-ઉચ્ચ પરિણામ રાખી યશ કીર્તિ વિગેરેની લાલસા વગર, યથાશકિત ત ન્મ્યાન પૂર્વક સમજણ અને વિધિ સહિત ઉચિત

ધાર્મિક ક્રિયાઓ હમેશાં પોતે કરવી અને બીજાઓને તે પ્રમાણે કરવાની પ્રેરણા કરવી—ઉપદેશ આપવો. એ બુદ્ધિનો અનુષ્ઠાન નામનો આઠમો ગુણ જાણવો.

ઉપર કહ્યા પ્રમાણે બુદ્ધિના આઠ ગુણોને અનુસરવારૂપ માર્ગાનુસારી માણસાઈના ૩૫ બોલ—નિયમોમાંનો આ પહેલો ગુણ નિયમ [કે બોલ] છે. ઊંડો વિચાર કરતાં ૩૪ બોલોનો આધાર આ એકજ બોલ [બુદ્ધિના આઠ ગુણો હૃદયમાં પ્રગટાવવા રૂપ] ઉપર રહેલો છે.

આ ગુણ જો માનવીના હૃદયમાં પ્રગટ્યો-વિકાસને પામ્યો ન હોય તો તે મંદ બુદ્ધિવાળો ગણાય અને જ્યાં સુધી બુદ્ધિ મંદ હોય, વિચારશક્તિ ન હોય કે સારાસારના ભાનરૂપ વિવેક ન હોય ત્યાં સુધી બીજા ૩૪ ગુણો પણ ક્યાંથી આવી શકે? માટે બુદ્ધિના આઠ ગુણોને ખીલવવાની-સતેજ કરવાની દરેક માણસે કોશિષ [શાસ્ત્રીય અભ્યાસ, શાસ્ત્રશ્રવણ અને સત્સમાગમ દ્વારા વગેરે] કરવી જોઈએ.

કારણ કે એ બુદ્ધિના ગુણો સહિત માર્ગાનુસારીના ૩૫ ગુણોની પ્રાપ્તિ થાય તો જ માણસમાં સાચી માણસાઈ આવી શકે. માણસાઈ વગરનો માણસ એ તો મનુષ્યના રૂપમાં જનાવર કરતાં યે ઉતરતો ગણાય. માણસાઈ વગરનો માણસ ગૃહસ્થાશ્રમ વિગેરે આશ્રમોમાં શું સમજે? અને તે શી રીતે એ આશ્રમો વહન કરી શકે? માણસાઈ વગરના માણસમાં સમકિત શ્રાવકપણું કે સાધુપણું પણ શી રીતે આવી શકે? અને છેવટમાં કર્મમુક્તિ પણ શી રીતે થાય? ન જ થાય.

માટે કર્મમુક્તિ અને ઇચ્છિત સુખની પ્રાપ્તિ અર્થે માણસે માણસાઈ પ્રાપ્ત કરવી જોઈએ. માણસાઈની પ્રાપ્તિ ૩૫ ગુણો-નિયમોથી થાય છે અને ૩૫ નિયમોનો આધાર બુદ્ધિના આઠ ગુણો ઉપર છે. એટલે બુદ્ધિના આઠ ગુણો પૂર્ણ ખંત અને પ્રયાસથી વિકસાવવાની માણસમાત્રની પ્રથમ ફરજ છે અને એમાંજ સર્વ કાર્યની સિદ્ધિ છે. એ આઠ ગુણો બુદ્ધિના ઉરમાં ધારવા રૂપ માર્ગાનુસારીનો પહેલો ગુણ કહ્યો.

# બોલ પંદરમો

## નિરંતર ધર્મશ્રવણ કરવું

(આ બોલનો બુદ્ધિના આઠ ગુણોમાંથી બીજા ગુણમાં
સમાવેશ થઈ જાય છે)

# બોલ સોળમો

## અજીર્ણ હોય ત્યા સુધી ભોજન કરવુ નહિ

*અજીરણે નવિ ભોજન કરવુ વિશય જે*

ભૂખ વગર હરતાં ફરતાં, જે આવે તે, જ્યારે ને ત્યારે, શરીર પ્રકૃતિ તપાસ્યા સિવાય ઢોરની માફક ચર્યા કરવાથી [અનિયમિત ખાવાથી] ભોજન સ્વાદિષ્ટ અને મન ગમતું મળ્યુ હોય, સરખેસરખા પાંતમાં બેસીને હોડાહોડ કરીને ખાવામા વધારે ખાવે ] એઠ ન મૂકવાના કારણે કે પોતાની પ્રકૃતિને પ્રતિકૂળ એવુ ભોજન અગર ભલે અનુકૂળ હોય છતા ભૂખ થકી અધિક ખવાઈ જવાથી જઠરાગ્નિ ઉપર અધિક બોજો થવાથી, જઠરાગ્નિ મંદ પડી જતાં ખાધેલુ પાચન ન થવાથી અજીર્ણ-અપચો થાય છે

અજીર્ણ થતા શરીરમાં વાયુ ભરાવાથી પેટમા ભાર જણાય, બેચેની નહિ આમળ દૂખળ થાય, પડી રહેવાનું મન થાય, કંઈ કામ કરવું ઉકલે ગમે નહિ;

તાવ આવી જાય, ઝાડા કે ઉલટી થાય, ઝાડામા-વાછરમાં તેમજ ઓડકારમાં ખરાબ ગંધ આવે અને પેટમાં દુખાવો વિગેરે હરકત થાય. સર્વ રોગોનું મૂળ અજીર્ણ છે મળ પ્રકોપ એ સર્વ રોગોનો ખાસ હેતુ છે અને મળ પ્રકોપનો હેતુ અજીર્ણ છે અજીર્ણ બાદ કે બંધકોશ થયા વગર તાવ ન આવે.

આવા અજીર્ણના સમયે પોતાના વૈદ્ય પોતેજ બનવું જોઈએ. અર્થાત્ સવારમા ખુલ્લી હવામા એકા માઈલ ફરવાથી પરસેવો વળે ત્યા સુધી કસરત કરવાથી, ગરમાગરમ પાણી પીવાથી લાબા ખેંચીને શ્વાસોશ્વાસ લેવાથી અને અનાજ ન લેવાથી-ઉપવાસ કરવાથી અજીર્ણ જલ્દી મટી જવા પામે છે

મન ઉપર કાબુ રાખવો. ઘરના માણસો ખાવાનો આગ્રહ કરે છતા જ્યા સુધી અપચો ન મટે કોઠા સાફ ન થાય અને કકડીને ભૂખ ન લાગે ત્યાં સુધી અનાજ માત્ર અને બને કે વાગોળતા ચીજ મોઢામાં ન નાખવી. અપચો થવા છતા ખાવાનો મોહ ન છૂટતા કંઈ પણ ખવાય છે તો અજીર્ણ વધે છે-વધારે વખત ચાલે છે અગ્નિમા જેમ ઇન્ધન ૫ણ કરે ત્યા સુધી સતેજ રહે છે તેમ અપચામાં ખાધા કરવાથી વધારે જોર કરે છે-મટતો નથી બળતણ ન નાખતા જેમ અગ્નિ ધીમે ધીમે ઓલવાઈ જાય છે તેમ ખોરાક બંધ થતાં અપચો—અજીર્ણ પણ તરત મટી જાય છે માટે જ્યારે જ્યારે અપચો થયો જણાય કે નવું ભોજન લેવાનું ખાવાનું ડાહ્યો વિવેકી માણસ બંધ કરે છે એવી પોતાને કે બીજાને ઉપાધિ વિના પીડા વિગેરે ભોગવવી ન પડે અને દ્રવ્યે તથા ભાવે લાભ થાય એ માર્ગાનુસારી માણસોનો સોળમો ગુણ—નિયમ સમજવો.

# બોલ સત્તરમો

## નિયમિત વખતે પથ્યા-પથ્યનો વિચાર કરી ભોજન કરવુ

*સાત્વિક રુચિ અનુસાર અન્ન આરોગવુ*

ખાવાનો હેતુ ભૂખ મટાડવાનો છે દેહ ટકાવવા જીવવા માટે ખાવાનુ છે પરંતુ ખાવા માટે જીવવાનુ નથી જ્યા જીવવા દેહ ટકાવવા માટેજ ખાવાનુ લક્ષ હોય ત્યા કોઇ પણ જાતના સ્વાદ કરવાની ભાવના નજ હોવી જોઇએ જ્યાં ઝાઝા સ્વાદ ત્યા ઝાઝા રાગ અતિ ખારા, ખાટા, તીખા, તમતમતા, ગરમા-ગરમ ભોજન કરવાથી તામસિ વૃત્તિ પ્રકૃતિ [સ્વભાવ] થવાની સાથે પ્રતિક્ષણે માનસિક પ્રકૃતિ ઉશ્કેરાઇ જાય છે અને મહાન હાની થવા પામે છે

સ્વાદ કરવાની દ્રષ્ટિ-ભાવનાવાળો માણસ ભૂખ સામે નથી જોતો પણ સ્વાદ સામે જુએ છે સ્વાદિષ્ટ પદાર્થો ટેસથી ખાય છે જમે ત્યારથી મેળવીને

કે બનાવીને પણ ખાય છે મન ગમતી વસ્તુ મળે એટલે ખાઈને રાજી થાય છે મનને અણગમતી વસ્તુ મળે તો ગ્લાની ઉપજે છે બનાવનારને ગાળો વરસાવે ભાણા પછાડે અને મારકુટ શુધાવે કરી છૂટે છે આવા પ્રકારની અમૂક વસ્તુ તો હંમેશ અમૂક વખત જરૂર જોઇએ એના વગર નજ ચાલે ઈષ્ટ વસ્તુ ન મળે ત્યાં સુધી ચિત્ત તે વસ્તુમાજ પડ્યુ હોય એના વગર અંગ ઢીલા થઈ જાય કઈ કામ ન સૂઝે માથુ દુખે એવા બંધાણને વ્યસન કહેવાય છે જે વસ્તુ શરીરને પુષ્ટ બનાવવાને બદલે નુકશાન કરે અને જેના વગર નજ ચાલે તે વ્યસન કહી શકાય

ચા, બીડી સોપારી પાનપટ્ટી કે બજર ફાકવી વિગેરે અનેક પ્રકારના વ્યસનો છે જેથી દ્રવ્યે પૈસાની હાની અને ભાવે શરીરની હાની તથા તેમા આસક્તિ હોવાથી કર્મબંધન વિગેરે નુકશાની થાય છે વ્યસની માણસ પૈસા શરીર કે કર્મબંધનની દરકાર નથી કરતો નીરંકુશ થઇને આસક્તિપૂર્વક વ્યસનો સેવ્યાજ કરે છે પરિણામે શરીરમા ભયંકર વ્યાધિ વિગેરે ઉપાધિ જાગતા પોતે અને સાથેનાઓ પરેશાન થઇ જાય છે શરીરમા જડતા આવી જાય છે જીવન અકાળ થઇ પડે છે અને દવા લેવી પડે છે મનોવૃત્તિ બગડી જાય છે સ્વભાવ ચીડીયો થઇ જાય છે અને વ્યવહારિક ને ધાર્મિક કાર્યોમા વિઘ્ન પડે છે

ધાર્મિક નિયમો સાથ વૈદિક નિયમોનો અત્યંત ગાઢ સબંધ છે માટે નીતિ શાસ્ત્રમા કહ્યુ છે કે શરીર એ પ્રથમ ધર્મનું સાધન છે' માટે સાદુ ભોજન સારી રીતે ચાવી ચાવીને એકરસ બનાવી ગળા હેઠે ઉતરે તો શરીરને ગુણકારી થાય ભોજન કરતા ક્રોધ, ચિંતા ભય અથવા દુષ્ટ વિચારો અંતઃકરણમાં ઉત્પન્ન ન થવાથી પૌષ્ટિક ખોરાક લેવા છતા શરીર અને મનને શાંતિ કે પુષ્ટિ કરતા થતુ નથી, પરંતુ ઝેર રૂપે પ્રણમે છે (અવગુણકર્તા થાય છે]

ખૂબ ચાલવાથી કે મહેનતનુ કામ કરવાથી લાગેલો થાક ઉતારી વિસામો લઈને પાણી પીવાથી કે ભોજન કરવાથી શરીરમા અવક્રિયા થતી નથી પરંતુ વિસામો લીધા વગર તરત ખાવા પીવાથી ઘણે ભાગે નુકશાન થાય છે

શાસ્ત્રમાં અનાજને ઔષધિ કહેલ છે  અનાજને ઔષધ તરીકે [ક્ષુધા વેદનીય ભૂખ શાંત કરવા નિમિત્તે] નિયમિત સ્વા_ કર્યા વગર ખાનારને ઘણે ભાગે રોગાદિ ઉપદ્રવો થવા ન પામે  વિવેકી વિચ ક્ષણ માણસ કકડીને ભૂખ લાગે ત્યારેજ પોતાના ઘરે કે પારકે ઘરે અનુકૂળ અને નિયમિત સાત્ત્વિક સાદો ખોરાક દૂધ, ઘી ઘઉં ચોખા, મગ, પાકા ફળ, મેવો વિગેરે ખાય  ભૂખ લાગવા માટે શરીરને વ્યાયામ કસરત અગર મહેનતવાળું કામ આપવાની  જરૂર છે અંગમહેનત કરવાથી જઠરાગ્નિ સતેજ થાય છે  ખૂબ ભૂખ લાગે છે અને લૂખો કે ટાઢો [સ્વાદ વગરનો] ખોરાક ખાતાં મીઠો લાગે છે  તેમજ તરત પાચન પણ થઈ જાય છે

ખાધેલું અનાજ બરાબર પચી જાય અને પાછી ટાણા ઉપર બરાબર ભૂખ લાગે તોજ ખાધું કહેવાય અને એવો ખોરાક શરીરનેગુણ કરે પુષ્ટ-બળવાન બનાવે છે  શરીરમા રાગાદિકની ઉત્પત્તિ થવા પામતી નથી  પ્રતિકૂળ ભોજન લેવાથી પું ઠીક કું ઠીકની પેઠે વિક્રિયા થવા પામે છે  આનું સમજી વિવેકી માણસે મહેનત કરી ભૂખના પ્રમાણમા સાત્ત્વિક પ્રકૃતિને અનુકૂળ, સાદું અને નિયમિત ભોજન લેવું જોઈએ.  એ માણસાઈનો ૧૭ મો ગુણ થયો.

---

# બોલ અઢારમો

## પરસ્પર વિરોધ ન આવે તેમ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને સાધવા

*અબાધિત ત્રણ વર્ગો સાધવા પૂર્ણ જે*

ધર્મ અર્થ ને કામ એ ત્રણ વર્ગો એકબીજાને બાધ ન આવે તેવી રીતે દરેક ગૃહસ્થે પૂર્ણ રીતે સાધવાના છે

ધર્મ એટલે દુર્ગતિમાં પડતા જીવને ધરી રાખે દુર્ગતિમાં જવા ન આપે તે ધર્મ. ધર્મ વિશાળ અને સર્વ વ્યાપક છે ધર્મમાં ભેદભાવ ન હોય જ્યાં મતના ભેદો ત્યાં ધર્મ કુંઠિત બને છે સમભાવ હોય ત્યાં ધર્મ હોય. નિશ્ચયથી ધર્મ એક રૂપે છે પરંતુ વ્યવહારથી એ ધર્મના દાન શિયળ, તપ ભાવ તેમજ ગૃહસ્થ ધર્મ તથા સાધુ ધર્મ-ત્યાગ ધર્મ વિગેરે અનેક પ્રકાર છે

ઉદાર દિલથી દયાળુપણે ધર્મ-જાતિ વિગેરેનો ભેદભાવ વગર જેને જે જે વસ્તુની [અન્ન, પાણી, કપડાં, જગા અને ઔષધ વિગેરેની] જરૂરિયાત હોય તેને તે તે વસ્તુ યથાશક્તિ કોઇપણ જાતની લાલચ કે કીર્તિની ઇચ્છા વગર આપવી તે દાન ધર્મ જાણવો.

વૃત્તિઓ વશ રહે તો સર્વથા બ્રહ્મચર્ય પાળવું. પર સ્ત્રી કે પરપુરુષ સાથે વિષય ન સેવવો. પોતાની સ્ત્રી કે પોતાના પતિ સાથે પણ મર્યાદિત રહેવું. અને વૃત્તિ-અતિ વિષયવાસના ન રાખવી. વિષયના ભિખારી થઇને અતિશય વિષય ન સેવવા. અંતર વૃત્તિ પવિત્ર રાખવી એ શિયળ ધર્મ જાણવો.

અકરાંતિયા થઇ અતિ ખાન પાન ન કરવું. રાત દિવસ ખા ખા ન કરવું. બે કે ત્રણ વખત જમવા સિવાય મોઢામાં કોઇ ચીજ ખાસ કારણ સિવાય ન નાખવી. ઢોરની માફક ચર્યા કર્યા ન કરવું. અર્થાત્ ખાન પાન વિગેરેમાં નિયમિત રહેવું. ધન ધાન્યાદિક કે ગમે તે વસ્તુમાં આસક્તિ-અતિ ઇચ્છા તૃષ્ણા રાખી જરૂરિયાત ઉપરાંત અતિ સંગ્રહ કરવાની ભાવના રાખવી નહિ.

સંતોષવૃત્તિ રાખવી. બ્રહ્મચર્ય પાળવું. ક્રોધ, માન, માયા ને લોભાદિક કષાયો ઓછા કે વશ કાબુમાં રાખવા અને સહનશીલતાપૂર્વક એકાસન-એકટાણું, ઉપવાસાદિક વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરવી. વિનય, વૈયાવૃત્ય-સેવાભક્તિ, કરેલા પાપોનું પશ્ચાત્તાપપૂર્વક પ્રાયશ્ચિત તથા મન વચન ને કાયાની સ્થિરતા સદ્વસ્તુમાં એકાગ્રતા. ઇત્યાદિ કે વિવિધ પ્રકારનો તપ ધર્મ જાણવો.

કોઇનું બૂરું ન ઇચ્છવું. દરેક પ્રાણીનું ભલું ઇચ્છવું. સારી ભાવના ભાવવી. સારા વિચારો કરવા. આત્મિક હિત ચિંતવવું. તે ચોથો ભાવ ધર્મ. તેના અનેક પ્રકાર છે. તેમાં પ્રથમ ચાર ભાવના-મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ.

૧ સર્વ જીવોને પોતાના આત્મા સરખા જાણવા તે મૈત્રીભાવના.
૨ સદ્ગુણી માણસ જોઇને આનંદ પામવો તે પ્રમોદ ભાવના.
૩ દુખી-નિરાધાર જીવોને જોઇને દયા લાવવી તે કરુણા ભાવના.

૪ અને અવગુણી માણસને હિતેચ્છુ થઇ સમજાવશો ન સમજે તો તની નિંદા ન કરવી પણ દયા લાવીને 'પ્રભુ એને સદ્‌બુદ્ધિ આપે એવુ ઈચ્છવુ તે માધ્યસ્થ ભાવના.

એ બાર ભાવના ભાવવી

હવે બાર ભાવનાનુ સ્વરુપ આ પ્રમાણે છે

૧ આ મારુ શરીર ધન, ધાન્ય વિગેરે વૈભવ તથા મારુ કુટુમ્બ પરિવાર એ સર્વ વિનાશી છે હુ પોતે [મારો આત્મા] અવિનાશી છુ માટે વિનાશીના મોહમા શા માટે હુ મુઝાઇ રહુ? એમ ચિંતવવુ તે અનિત્ય ભાવના

૨ મરણ સમયે મારા કુટુમ્બ પરિવાર ધન ધાન્ય, કે વૈભવ મને બચાવવા સમર્થ નહિ થાય, તેમજ સહાય કરશે નહિ માટે આશરણ એવા મને અરિહંત, સિદ્ધ સાધુ અને કેવળિ પરુપ્યા ધર્મનુજ શરણ હો! એમ ચિંતવવુ તે આશરણ ભાવના

૩ મે સંસારસમુદ્રમા ભમતા ઘણા ભવ જન્મ કર્યા છે હવે હુ તે ભ્રમણમાંથી ક્યારે છુટીશ? એમ ચિંતવવુ તે સંસાર ભાવના

૪ આ મારો આત્મા એકલો છે એકલો આવ્યો છે એકલો પર ભવમા જશે અને કરેલા સારા-નરસા કર્મના ફળ એકલોજ ભોગવશે એમ ચિંતવવુ તે એકત્વ ભાવના જાણવી

૫ હુ કોઇનો નથી અને મારુ કોઇ નથી એમ ચિંતવવું તે અન્યત્વ ભાવના

૬ શરીર અપવિત્ર છે મળમૂત્રની ખાણ છે રોગ જરાનુ નિવાસ સ્થાન છે અને હુ તેથી ન્યારો છુ એમ ચિંતવવુ તે અશુચિ ભાવના જાણવી

૭ મિથ્યાત્વ [સત્ય વસ્તુ સ્વરુપ ન સમજવાથી સાચાને ખોટુ અને ખોટાને સાચુ માનવું તે] અવ્રત [કોઈ જાતના વ્રત-નિયમ ન હોય તે] પ્રમાદ કષાય [ક્રોધ, માન, માયા ને લોભ રુપ] અને અશુભ યોગ [મન

વચન ને કાયારુપ] એ પાચ પ્રમાદ તે (પાપને આવવાના ગરનાળા રુપ] આસ્રવ છે એમ ચિંતવવું તે આસ્રવ ભાવના કહી

૮ સમકિત [સત્ય વસ્તુ સ્વરુપ યથાથ સમજવુ એટલે સાચાને સાચું અને ખોટાને ખોટું જાણવુ તે] વ્રત નિયમ અપ્રમાદ અકષાય અને શુભયોગ એ પાચ આવતા કર્મને રોકનારા કમાડ રુપ સવર છે એમ ચિંતવવુ તે સંવર ભાવના ગણાય

૯ સહનશીલતા અને સમજણપૂર્વક કોઇ જાતની લાલસા વગર, વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરવાથી કર્મની નિર્જરા થાય છે એમ ચિંતવવું તે નિર્જરા ભાવના જાણવી

૧૦ હુ હાલ અમુક ઘરમા રહું છું એટલે કુવાના દેડકાની માફક આ ઘ માં રહ્યો છું પરંતુ ચૌદ રાજલોક આગળ હું અને મ્હારૂ હાલનુ રહેઠાણ કઈ વિસાતમા છે? પગ પસારી કેડ ઉપર હાથ રાખી ઉભેલા મનુષ્યના આકાર આવી રહેલા ચૌદ રાજલોકમા નીચે ભવનપતિ વાણવ્યતર અને સાત નરક છે ત્રીછા અસંખ્ય દ્વીપ સમુદ્રો વ્યાપી રહ્યા છે ઉંચે જ્યોતિષચક્ર, બાર દેવલોક નવ ગ્રૈવેયક પાચ અનુત્તર વિમાન અને તે ઉપર અનંત સુખનું પવિત્ર ધામ એવી સિદ્ધગતિરુપ સિદ્ધ શિલા છે એમ ચિંતવવુ તે લોકભાવના જાણવી.

૧૧ ભવભ્રમણ કરતાં કરતા જીવને સમ્યગ જ્ઞાનમય બોધિ-સમકિતની પ્રાપ્તિ થવી એ ઘણી દુર્લભ છે અને જેના વગર મોક્ષની પ્રાપ્તિ નથી માટે આત્મામા તેના માટેની યોગ્યતા મેળવવાની જરૂર છે એમ ચિંતવવુ તે બોધિ ભાવના.

૧૨ ધર્મના ઉપદેશક તથા શુદ્ધ શાસ્ત્રના બોધક એવા ગુરૂની પ્રાપ્તિ અને દયામય શુદ્ધ એવા ધર્મનું સાંભળવુ [શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મને ઓળખવા મેળવવા] દુર્લભ છે

ધર્મનું સત્ય સ્વરુપ સમજવા માટે સત્પુરૂષો ધર્મોપદેશકો દ્વારા ધર્મનું શ્રવણ કરવુ જોઈએ પક્ષપાત રહિત, સાર્વજનિક અને આત્મિક સદ્ગુણો

પ્રરૂપનાર એવો ઉપદેશ આપનાર ઉપદેશક ગમે તે વેશે કે સંપ્રદાયવાળો હોય છતાં ગુણગ્રાહી બની તેનો ધર્મોપદેશ સાંભળવાથી આત્માને લાભ થાય છે સાવધાનપણે એક ચિત્તે સાંભળવાથી દેવ, ગુરૂ ધર્મની ઓળખાણ સાથે સાચુ જ્ઞાન પ્રાપ્ત થાય છે એમ ચિંતવવું તે ધર્મભાવના. એ બાર ભાવના ભાવવી

ત્રણ મનોરથ ચિંતવવા. જેમ કે—

(૧) આરંભ પરિગ્રહ ઓછા કરૂં સુપાત્રે દાન દઉં સ્વધર્મીઓની સેવા-ભક્તિ કરૂં અને લીધેલા વ્રત નિયમોમાં અતિચાર—દોષ ન લગાડું

(૨) આરંભ પરિગ્રહ સર્વથા છોડી શુદ્ધ અણગાર—ત્યાગી—સાધુ થાઉં અને

(૩) આયુષ્યના અંતે શરીર અશક્ત થતા અનશન સંથારો [અન્ન, પાણી પ્રમુખ ચારે પ્રકારનો આહાર સર્વથા જીવું ત્યાં સુધી તજીને, અઢારે પ્રકારના પાપ ઉત્પન્ન થવાના કારણો દૂર કરીને, ઘરબાર કુટુંબ પરિવાર, સ્થાવર જંગમ મિલકત અને શરીરનો મોહ છોડી સર્વ જીવોને કરેલા વેરભાવ છોડી ખમાવીને, અને છેવટ આયુષ્ય ટકે ત્યાં સુધી પ્રભુનું સ્મરણ કરતા કરતા સમાધિભાવે દેહ છૂટે તેવી દશા છે તે] કરૂં એવો અવસર ક્યારે આવે? એ ત્રણ મનોરથ ચિંતવવા.

વળી ક્યારે હું વિષય કષાયોને જીતું? તેમજ એવો અવસર ક્યારે આવે? કે સમભાવમય ધર્મની આરાધના કરી ઉચ્ચ પરિણામની ધારા વધતાં સર્વ કર્મબંધનો તોડી હું પ્રભુસ્વરૂપ બનું? ઈત્યાદિક ભાવનાઓ ભાવવી એ ચોથો ભાવ ધર્મ જાણવો

બે પ્રકારનો ધર્મ, ગૃહસ્થ ધર્મ અને ત્યાગધર્મ

૧ સર્વથા ત્યાગી સાધુ બનવાની શક્તિ વિકાસ પામી ન હોય તો ઉપર બતાવેલ દાન શિયળ, તપ અને ઉચ્ચ ભાવના રૂપ ધર્મ સ્વીકારવો. સ્વાર્થ

સાથ પરમાર્થ સ્વહિત સાથે પરહિત, છતી શકિતએ અને તેરજો ત્યાગ અને ઉચ્ચ પદે સ્વામની આરાધના કરવી દયા સત્ય, શુધ્ધ દાનત, પવિત્ર વૃત્તિ, નંતોષ ઉદારતા, સા નશીલતા ગુણગ્રાહીપણુ વિનય-નમ્રતા, અને સ ગતના ન્યાદિ ગુણો કેળવવા જીવન નીતિમય અને પ્રમાણિક બનાવવુ સત્સમાગમ, શાસ્ત્રશ્રવણ પ્રભુસ્મરણ, સમજણપૂર્વક સ્વધર્માનુષ્ઠાન અને બને બને સન પ્રાણિયોની સેવા કરવી એ શ્રેષ્ઠ ગૃહસ્થ ધર્મ છે

૨ વિષય વિકારાદિક સર્વ વાસનાઓ છૂટે અને આત્મસાધનાની તીવ્ર લગની લાગે ત્યારે કંચન, કામિની ઘરબાર અને કુટુંબ પરિવારનો સર્વથા ત્યાગ કરી સદ્ ગુરૂને શરણે જઇ શાસ્ત્રાભ્યાસ કરી, જ્ઞાન ગર્ભિત વૈરાગ્યપૂર્વક સાધુ વેષ સ્વીકારી, તપ જપ સહિત આત્મસાધનામાં મગ્ન રહેવું અને અજ્ઞાન અમૂઢ જીવોને સદ્બોધ આપી સદ્ધર્મના માર્ગે ચલાવવા તે ત્યાગ ધર્મ મુનિધર્મ છે

આ પ્રમાણે ધર્મનુ સ્વરુપ જાણી શ્રદ્ધાપૂર્વક યથાશકિત, ધર્મનું આચરણ કરવુ આ માનવીની પહેલી ફરજ છે એ અર્થ અને કામનો આધારભૂત એવો [ત્રણ વર્ગ માહેલો] ધર્મ નામનો પહેલો વર્ગ વર્ણવી બતાવ્યો.

અથ બીજો ધન પૈસો. ગૃહસ્થાશ્રમમાં રહેલા માણસને ધન વગર ચાલતું નથી ધન હોય તો કુટુંબનું પોષણ તથા વ્યાવહારિક કે ધાર્મિક કાર્યો દાન પુણ્ય વિગેરે કરી શકાય ગૃહસ્થાશ્રમી નિધન હોય તો ઉપરોકત કોઈ પણ કાર્ય કરી શકતો નથી આધિ, વ્યાધિ ને ઉપાધિમા જીવન વ્યતીત થઈ જાય અને કર્મબંધન કરી દુર્ગતિમા ચાલ્યો જાય. માટે માર્ગાનુસારીના પહેલા બોલમા કહ્યા પ્રમાણે ન્યાય-નીતિ અને સત્ય પૂર્વક ધન મેળવવુ એ માણસાઈ છે એવુ ધન એ સુરી માયા જણાય છે આવી માયાવાળાની બુદ્ધિ નિર્મળ રહે છે ધર્મના કાર્યોમા ધન વાપરવાની રૂચિ થાય છે જ્યારે અનીતિ અન્યાય ને છળ કપટથી મેળવેલ ધન એ આસુરી માયા કહેવાય છે એવી માયાવાળાની બુદ્ધિભ્રષ્ટ થાય છે ધર્મકાર્યોમા ધન વાપરવાની રૂચિ ન થાય તના ધનનો દુરૂપયોગ થાય. વેશ્યા, વકીલ, જુગાર, નાટકચીનેમા અને

મોજશોખમા વપરાય. ચોર, અગ્નિ, જળપ્રલય, સ્ત્રી મરણ અને રાજ્ય કારણે નાશ પામે.

નીતિ-ન્યાય ને સત્ય રીતે વ્યાપારાદિ કરવા, ત પણ અનિયમિત નહિ ધન મેળવવા માટે અતિ તૃષ્ણા ન રાખવી અતિ ઝ ખના રાખી અનિયમિત પણે [સૂર્ય ઉગ્યા પહેલા ધંધામા જોડાવુ અને રાતના ૧૦-બાર વાગ્યા સુધી ઉજાગરા કરી] ધંધાની ધમાલ કર્યા કરવાથી કઈ અધિક ધન મળી જતુ નથી નિયમિત રીતે [આઠ કલાક ઉપરાંત નહિ] વ્યાપારાદિ કરતા ભાગ્ય અનુસાર જરૂરિયાત પૂરતુ મેળવી શકાય તેમ છે

હુન્નર કરો હજાર પણ ભાગ્ય બિન મિલે ન મડી

ભાગ્યમા લાભ લખ્યો ન હોય તો ગમે તેવો અગાધ ઉદ્યોગ ઉઠાવવામા આવે તો પણ નિષ્ફળ છે અતિ લોભ એ પાપનુ મૂળ છે અતિ લાભન લઇ ધન મેળવવા માટે મહાન હિંસા કરે કૂડ કપટ કરે, ચોરી કરે પા કી ગુલામી કરે, પેટમા પૂરૂ ખાય નહિ ટાઢ-તડકા સહન કરે અને કુટુંબ પરિવારના વિયોગ સહન કરી દેશપરદેશમા રખડે આમ અનિયમિતપણે દુ ઉપાર્જન કરી ભોગવે શરીરની પાયમાલી થાય. આખા કુટુંબના પોષણ માટે ધન મેળવવા અનેક કર્મનો સંચય કરે આખુ કુટુંબ ખાય અને કરેલા પાપકર્મો [ જ એકલો ભોગવે. રોગાદિક પીડા થાય ત્યારે ખાના કુટુંબ જોયા કરે ઉજન કરે સેવા કરે, ઔષધ-ઉપચાર કર અને મોહ-સ્વાર્થને લઈ ક લ આખમાથી આસુ પણ રે છતા પીડામાંથી ભાગ પડાવવા કોઈ સમર્થ થતુ નથી માટે પર ભવની બીક રાખી, કર્મનો કાયદો અવશ્ય જાણી, કુટુંબના પોષણ માટે અતિ લોભી બની પૈસા મેળવવા અર્થે અનીતિ-અન્યાય કે કૂડ કપટ કરી ઉંધ વેચી ઉજાગરો ન લેવો. એ અર્થ નામનો બીજો વર્ગ કહ્યો.

કામ એ રૂ પાચ ઈન્દ્રિયોની તૃપ્તિ ઈન્દ્રિયોને સતોષવી તે...મુખ્યત્વે ખાવુ પીવુ ને સુવુ પેટ ભાગ્યમા પહેરવ ઓઢવ નહાવ ધો

આજનું ચોળવું ચોપડવું સાજશણગાર જોવું અને વિષય [અબ્રહ્મચર્ય] સેવવો વિગેરે કામ શબ્દમાં સમાઈ જાય છે

ઘણા વિલાસી જીવન ગાળનાર લોકોનો સમય ઇન્દ્રિયોને પોષવામાંજ જાય છે. ચા, હોટલ ને મોટર એટલે પથારીમાંથી વહેલા કે મોડા ઉઠે ત્યારથી માંડીને મોડી રાતે સૂવે ત્યાં સુધી ખાવાપીવામાં [ચા, બીડી સીગારેટ, સોપારી, પાનપટ્ટી નાસ્તાપાણી, ફળમેવો, બે ત્રણ કે ચાર વખત ભોજન વિગેરેમાં] મોઢું ચાલવાનું કરે. બે કે ત્રણ વખત ખાધા સિવાય ખાવાના વખત ઉપરાંત કોઈ ચીજ મોઢામાં ન નાખવી એવું નિયમિતપણું જ્યાં ન હોય ત્યાં રોગ, પૈસાની બરબાદી, સમયનો દુરુપયોગ અને કર્મબંધન સિવાય બીજો કશો લાભ ન જ થાય. આવી રીતે જીવવું એ જીવન પશુનું ગણાય. ત્યાં માણસાઈ ન હોઈ શકે. ખાવું પીવું વિગેરે પ્રવૃત્તિ બે કલાક ઉપરાંત ન થાય અને સૂવાનું છ કલાક ઉપરાંત ન થાય એ માણસાઈનો ગુણ છે

ધન મેળવવાની ધખનાવાળા અને ખાવું પીવું ને સૂવું વિગેરે પ્રવૃત્તિમાંજ રાચેલા માણસો ધર્મકરણી કરી શકે નહિ. ધર્મકાર્યમાં ચિત્ત ચોંટે નહિ. ધર્મકાર્ય એ ત્રણેમાં [ધર્મ અર્થ ને કામમાં] પ્રથમ દરજ્જે છે. ધર્મથીજ અર્થ ધન અને કામ-સુખના સાધનો મળી શકે છે

એકાંત કામ ભોગવિલાસમાંજ રાચી રહેવાથી તન, મન, ધન, યશ, કીર્તિ ધર્મ અને પુણ્યની ખુવારી થાય છે. છેવટ કર્મબંધન અને દુર્ગતિ મળે છે

એકાંતે ધન મેળવવાની ધમાલમાં જ રાચી રહેવાથી તન મન યશ, પુણ્ય ધર્મ, નીતિ અને આચારવિચાર વિગેરેથી ભ્રષ્ટ થવાય છે. છેવટ કર્મ બંધન ને દુર્ગતિ સામે થાય છે

જેના ઉપર કુટુંબનો બોજો હોય તેવો માણસ ઉપદેશ સાંભળી આવેશમાં આવી દુઃખગર્ભિત વૈરાગ્યથી એકાંત [કુટુંબના ભરણપોષણ વિગેરેની દરકાર કર્યા સિવાય] આખો દિવસ તપશ્ચર્યા જ્ઞાનધ્યાન વિગેરે ધર્માનુષ્ઠાન ધર્મ ક્રિયાજ કરવા મંડી જાય તો તે પણ મૂર્ખ-અવિવેકી ગણાય છે. એકાંત,

વગરસમજ્યે લોભ-તૃષ્ણા, વિલાસિતા કે આવેશને લઈ ગમે તે કાર્યમાં [ધર્મમાં ધનમાં કે કામ ભોગાદિકમાં] મચ્યા રહે [આગળ પાછળનો વિચાર ન કરવો એ નરી મૂર્ખતા છે ત્યાં માણસાઈની તો વાત જ શી?

રાત્રિના બે પહોર [પહેલો અને છેલ્લો પહોર] અને દિવસના મધ્યાન્હ સમયના બે કલાક એ આઠ કલાક ધર્મક્રિયા ધ્યાનધ્યાન, તપ, જપ, ત્યાગ વિગેરેમાં ગાળવા. દિવસના આઠ કલાક ઉપરાંત વિશેષ સમય ધન કમાવામાં વ્યાપારાદિ કાર્યમાં ન ગાળવો અને ખાવું પીવું ને ઊંઘવું વિગેરે શરીર સંબંધી પ્રવૃત્તિમાં પણ આઠ કલાકથી વધારે વખત ગુમાવવો નહિ આ પ્રમાણે વર્તવાથી ત્રણે વર્ગો સમાન રીતે સાધી શકાય ત્રણે વર્ગો [ધર્મ, અર્થ ને કામ]ને સમાન રીતે [એકબીજાને પરસ્પર બાધ ન આવે તેવી રીતે] સાધનાર માણસ જ ખરો માણસાઈવાળો માણસ કહેવાય. આવો માણસ જ ખરો ગૃહસ્થાશ્રમી બની શકે છે

આવી રીતે ત્રણ વર્ગની યથાર્થ સાધના ન કરનાર માણસની જીંદગી પશુની પેઠે નિષ્ફળ છે ને સાચો ગૃહસ્થાશ્રમી નથી બની શકતો સાચા ગૃહસ્થાશ્રમી થયા વગર ધર્મની આરાધના અને સ્વર્ગ કે મોક્ષની પ્રાપ્તિ પણ ક્યાંથી કરી શકે? માટે ત્રણે વર્ગોને અબાધિત પણે સંપૂર્ણ સાધવા માટે ખંતીલા થવું એ નીતિમાન ગૃહસ્થોનો અઢારમો બોલ કહ્યો.

# બોલ ઓગણીશમો

## અતિથિ, દીન પુરૂષોનો યોગ્યતા પ્રમાણે સત્કાર કરવો

*ગુણિજનની ભક્તિ કરવી કેવી પરે*

દયા, સત્ય, સંતોષ, શાનશીલતા, વિનય-નમ્રતા, સરળતા, ઉદારતા, પરોપકાર અને સમભાવ વિગેરે સદ્ગુણો સહિત એવા ત્યાગી કે ગૃહસ્થની ભક્તિ ભાવે ખરા જીગરથી સેવાભક્તિ કરવી. અન્ન પાણી વસ્ત્ર પાત્ર, ઔષધ, ભેષજ પાટ પાટલા પ્રમુખ આસન વિગેરે આપવારૂપ સન્માન કરવું. આવો પધારો કહેવું ઉઠીને ઉભા થવું અને હાથ જોડી પ્રણામ કે નમસ્કાર કરવારૂપ આદર સત્કાર કરવો. આપત્તિમાં તન, મન ને ધનથી સહાયતા કરવી. એ પ્રમાણે ગુણિજનની ભલી રીતે ભક્તિ કરવાથી તેવા સદ્ગુણો આપણામાં પ્રગટે છે. એ નીતિ માર્ગાનુસારીનો ઓગણીશમો ગુણ કહ્યો.

# બાલ વીશમો

## કોઇપણ વાતમા કદાગ્રહ કરવો નહિ

'અસત્કદાગ્રહને ત્યજવો કરી સૂણ જે

ઘણે ભાગે પોતાની વાત [તદ્દન ખોટી હોવા છતાં] સાચી ઠરાવવાનો મનુષ્યનો સ્વભાવ હોય છે વાં ચાની મૂઠી આગર લોક વણિકની પેઠે પોતાની લીધેલી વાત મરણના છે ! સુધી પકડી રાખે છે પ્રમાણિક તટસ્થ, હિતેચ્છુ અને નિસ્વાર્થી પુરૂષ સમજાવે છતા અને પોતે પોતાની વાત ખોટી હોવાનું જાણવા છતા પણ લીધેલી હઠ છોડે નહિ તે આસ કદાગ્રહી કે દુરાગ્રહી કહેવાય.

મારૂ તે સાચું" એ દુરાગ્રહ છે અને 'સાચું તે મારૂં" એ સત્યાગ્રહ કહેવાય. વિવેકદ્રષ્ટિ વિનાનો આગ્રહ તે દુરાગ્રહ છે અને નિઃસ્વાર્થી વૃત્તિથી સર્વસ્વ ભોગે, જનસમાજના હિતકર કાર્યોમાં આગ્રહ તે સત્યાગ્રહ છે

કદાગ્રહી માણસ કોઇ સાથે સંપ રાખી શકે નહિ ગુણગ્રાહીપણુ તેનાથી દૂર રહે. તેનો કોઇ વિશ્વાસ ન કરે બીજાની તે નિંદા કરે અને બીજા એની નિંદા કરે. પોતાની નિંદા સાભળી કજીયા કંકાસ કરે. વેર ઝેર થતા કુસંપ વધે અને કુસંપ વધતાં લક્ષ્મી અને સુખ ચીસાઇ જાય પર પરાએ અનેક દુઃખો અને અવગુણો વધવાથી આર્ત્ત અને રૌ, ધ્યાનપૂર્વક મરીને દુર્ગતિમા જાય આનું સમજી સુખ અને ધર્મના ઇચ્છક માણસે કદાગ્રહ છોડી સરળતાપૂર્વક સત્યાગ્રહી-ગુણગ્રાહી બનવુ એ નીતિ માર્ગાનુસારીનો ૨૦મો ગુણ જાણવો.

---

# બોલ એકવીશમો

## ગુણી જનોનો પક્ષપાત કરવો

*પક્ષપાત સૌજન્ય તણો કરવો મને*

પક્ષપાત એટલે કોઈ પણ વસ્તુ વ્યક્તિ કે સમુદાય તરફ દિલનું ખેંચાણ થાય તે જીવ માત્ર બે પ્રકારના સ્વભાવવાળા હોય છે સત-સજ્જન સદ્ગુણી અને શઠ-દુર્જન દુર્ગુણી એક સદ્ગુણગ્રાહી અને બીજા દુર્ગુણગ્રાહી હોય છે સુખના ઇચ્છકે આત્માને હિતકારી, આત્માની ઉન્નતિ કરનાર એવા દયા, સત્ય, વિનય, વિવેક સંતોષ, સહનશીલતા, સરળતા અને પરોપકાર વિગેરે સજ્જનતામય સદ્ગુણો અને તેવા ગુણોયુક્ત સજ્જન સદ્ગુણી પુરૂષના પક્ષમાં રહેવું જોઈએ પરંતુ દુર્ગુણો કે દુર્જન માણસ તરફ અંતરથી ખેંચાવું નહિ તેમજ તેની નિંદા કે તેનો તિરસ્કાર પણ ન કરવો પણ તટસ્થ રહેવું

એમ તેવા સત્તાધારી, બળવાન છતાં અનીતિના માર્ગે જનાર પુરૂષની શરમમાં દબાઈ તેનો પક્ષ ન કરવો. ગુણવાનના પક્ષમાં પોતાનું સર્વસ્વ અર્પણ કરી તન, મન, ને ધનથી તેની પૂરતી સેવા સ્વિકારવી તેનો પક્ષ પ્રાણાંતે પણ ન છોડવો. રાવણના પક્ષને છોડનાર અને રામચંદ્રજીનો પક્ષ સ્વિકારનાર બિભીષણની પેઠે યશસ્વી ન્યાયી અને સુખી થવા સદગુણિ કે સદ્ગુણીના પક્ષમાં રહેવુ

સદ્ગુણી પુરૂષો પાણીની ટાંકી સમાન છે સદગુણ એ પાણી રુપે છે ગુણ ગ્રહણ કરવા રુપ નળ છે નળ દ્વારા ટાંકીમાંથી પાણી મેળવી માણસો પોતાનું કાર્ય [પીવાનું ન્હાવા ધોવા વિગેરેનું] સફળ કરે છે તેમ સદ્ગુણી પુરૂષોમાંથી ગુણ ગ્રાહી બની સદગુણો લેવાથી અને તેની પ્રશંસા કરવાથી પોતે તેમજ બીજા સદ્ગુણી બને છે જેમ તેટલા ગુણો લેવા છતાં [ટાંકીમાંથી પાણી એ રીતે પાણી ઘટતું જાય છે અને ટાંકી ખાલી પણ થઈ જાય છે પરંતુ] સદ્ગુણી પુરૂષમાંથી ગુણો ઘટતા નથી પણ વધે છે એક દિવામાંથી અનેક પ્રગટાવીએ છતા મૂળ દીવાનુ તેજ જરા પણ ઘટતુ નથી તેમ સદગુણી પુરૂષમાંથી જેમ તેટલા ગુણો લઈએ છતા તેના ગુણોમાં જરા પણ ઘટાડો થતો નથી. માટે સૌજન્ય, સજ્જનતા કે સદ્ગુણો અને સદગુણી પુરૂષના પક્ષમા રહેવુ એ માણસાઈનો ૨૧ મો ગુણ જાણવો

---

# બોલ બાવીશમો

## દેશ તથા કાળ વિરૂધ્ધ આચારનો ત્યાગ કરવો

*'નિષિધ્ધ દેશે નવિ કરવો વિહાર જે'*

નિષેધ કરાયેલ અગર અયોગ્ય એવો દેશ મુલક પરગણું પ્રદેશ, સ્થળ સ્થાન કે કાળ વિગેરે. જે દેશ નિર્દય, કપટી, ચોર, વ્યભિચારી લંપટ, ક્રોધી અને જુગારી વિગેર અધર્મી અનાર્ય લોકોથી વસેલો હોય, જ્યાં શાસ્ત્રકારોએ જવાની મનાઈ કરેલ હોય અને જતાં જતાં વૃત્તિઓ અને દેહ ભ્રષ્ટ થવાનો વખત આવે તેવા દેશ પ્રગણા કે પ્રદેશ-સ્થળમા પોતાની ચડતી અને શાંતિના ઈચ્છક માણસે જવું ન જોઈએ

કારણ કે સોમન તેરી અગર એકદેશ અનુસાર તીક્ષ્ણ બુદ્ધિશાળી, ચતુર અને તત્ત્વના જાણ એવા મહાપુરૂષોને પણ અનાર્ય લોકોના

સહવાસથી માઠી અસર થવા પામે છે 'કાળીયા સાથે ધોળીયો વસે તો વાન ના'વે પણ સાન આવે.' [શરીરનો વર્ણ ભલે ધોળામાથી કાળો ન થાય પણ સાન બુદ્ધિમા જરૂર ફેરફાર પડી જાય] અશુદ્ધ પુદ્ગલોના પણ પરિચયથી શાન્ત કલિકાળની પેઠે સહનશીલતા-સમતા મગજનું સમતોલપણુ રહ્યાનું થઈ જાય છે તો પછી દુર્ગુણી માણસના પરિચયથી બુદ્ધિ બગડે એ નવાઈ જેવું નથી.

વેશ્યાનિવાસ, જુગારના અખાડા, દારૂપીઠાં ચંડાળ મચ્છીમાર અને કસાઈખાનાનાં મુખમો વિગેરે અશુદ્ધ સ્થાનોમાં જવાનું કે વસવા [ શાસ્ત્રકારોએ નિષેધ્યું છે હાવ ભાવ ચાળા-ચેન કરનારી વેશ્યાની સોબત કરનારમા મદિરા દારૂપાન, ચોરી અસત્ય, પરસ્ત્રીગમન, જુગાર વિગેરે અનેક દુર્ગુણો પેસે છે અને લોકોમાં [ હાને પાત્ર અને અવિશ્વાસ ] સ્થાન બને છે

જુગારીઓના અખાડે આવજાવ કરવાથી જુગાર રમવાની ઈચ્છા થાય છે અને વધતી જાય છે હાર્યો જુગારી બમણુ રમે જુગાર રમતા હજારો કુટુંબો પાયમાલ થઈ ગયા છે અને થાય છે ખાવાને અનાજ પહેરવાને કપડા તથા રહેવાને જગ્યા રહે નહિ. ભીખ માગવાનો વખત આવે છે તેમજ આપઘાત કરવા પણ તૈયાર થાય છે

દારૂપીઠામાં આવતા જતા માણસને તેમાં આવનાર માઠા આચારવાળા માણસોની સોબતથી દારૂ પીવાની ટેવ પડે છે અગર લોકોને વ્હેમ ] માગણ તો જરૂર બને છે દેહભ્રષ્ટ બુદ્ધિભ્રષ્ટ, નીતિભ્રષ્ટ અને ધર્મભ્રષ્ટ થવાનો વખત આવે છે

ચંડાળપાડો અગર કસાઈખાના તરફ વાર વાર આવજાવ કરનાર માણસનુ હૃદય ધીમે ધીમે નિષ્ઠુર બની જાય છે દયા કે કોમળતા ચાલી જાય છે

આવા દુર્ગુણના સ્થાનકોમાં રહેવાથી કે વિશેષ પરિચય થવાથી માણસ નાલાયક-કુપાત્ર બની જાય છે માટે જ શાસ્ત્રકારોએ તેવા સ્થાનોને તજવા ] ફરમાવ્યુ છે

# બોલ બાવીશમો

## દેશ તથા કાળ વિરૂધ્ધ આચારનો ત્યાગ કરવો

*નિષિધ્ધ દેશ નવિ કરવો વિહાર જે *

નિષેધ કરાએલ અગર અયોગ્ય એવો દેશ-મુલક પરગણું પ્રદેશ, સ્થળ સ્થાન કે ગામ વિગેરે જે દેશ નિર્દય, કપટી, ચોર વ્યભિચારી લંપટ, ક્રોધી અને જુગારી વિગેરે અધર્મી અનાર્ય લોકોથી વસેલો હોય, જવા શાસ્ત્ર કારાએ જવાની મનાઈ કરેલ હોય અને જવા જવા વૃત્તિઓ અને દેહ ભ્રષ્ટ થવાનો વખત આવે તેવા દેશ પ્રગણા કે પ્રદેશ સ્થળમાં પોતાની ચડતી અને શાંતિના ઈચ્છક માણસે જવું ન જોઈએ

કારણ કે સોબત તેવી અસર એ કહેવત અનુસાર તીક્ષ્ણ બુદ્ધિશાળી, ચતુર અને તત્ત્વના જાણ એવા મહાપુરૂષોને પણ અનાર્ય લોકોના

સહવાસથી માઠી અસર થવા પામે છે 'કાળીયા સાથે ધોળીયો વસે તો વાન ના'વે પણ સાન આવે.' [શરીરનો વર્ણ ભલે ધોળામાંથી કાળો ન થાય પણ સાન-બુદ્ધિમાં જરૂર ફેરફાર પડી જાય] અશુદ્ધ પુદ્ગલોના પણ પરિચયથી કારણ કઠિયારાની પેઠે સહનશીલતા-સમતા મગજનું સમતોલપણું રવાને થઈ જાય છે તો પછી દુર્ગુણી માણસના પરિચયથી બુદ્ધિ બગડે એ નવાઈ જેવું નથી.

વેશ્યાનિવાસ, જુગારના અખાડા, દારૂપીઠાં, ચંડાળ મચ્છીમાર અને કસાઈખાનાના મુકામો વિગેરે અશુદ્ધ સ્થાનોમાં જવાનું કે વસવાનું શાસ્ત્રકારોએ નિષેધ્યું છે હાવ ભાવ ચાળાચેન કરનારી વેશ્યાની સોબત કરનારમાં મદિરા દારૂપાન, ચોરી અસત્ય પરસ્ત્રીગમન, જારાર વિગેરે અનેક દુર્ગુણો પેસે છે અને લોકોમાં નિંદાને પાત્ર અને અવિશ્વાસનું સ્થાન બને છે

જુગારીઓના અખાડે આવજાવ કરવાથી જુગાર રમવાની ઈચ્છા થાય છે અને વધતી જાય છે 'હાર્યો જુગારી બમણું રમે' જુગાર રમતાં હજારો કુટુંબો પાયમાલ થઈ ગયાં છે અને થાય છે ખાવાને અનાજ પહેરવાને કપડાં તથા રહેવાને જગ્યા રહે નહિ ભીખ માગવાનો વખત આવે છે તેમજ આપઘાત કરવા પણ તૈયાર થાય છે

દારૂપીઠામાં આવતા જતા માણસને તેમાં આવનાર માઠા આચારવાળા માણસોની સોબતથી દારૂ પીવાની ટેવ પડે છે અગર લોકોને વ્હેમનું ગણ તો જરૂર બને છે દેહભ્રષ્ટ બુદ્ધિભ્રષ્ટ, નીતિભ્રષ્ટ અને ધર્મભ્રષ્ટ થવાનો વખત આવે છે

ચંડાળપાડે અગર કસાઈખાના તરફ વાર વાર આવજાવ કરનાર માણસનું હૃદય ધીમે ધીમે નિષ્ઠુર બનતું જાય છે દયા કે કોમળતા ચાલી જાય છે

આવા દુર્ગુણના સ્થાનોમાં રહેવાથી કે વિશેષ પરિચય થવાથી માણસ નાલાયક કુપાત્ર બની જાય છે માટે જ શાસ્ત્રકારોએ તેવા સ્થાનોને તજવાનું ફરમાવ્યું છે

અયોગ્ય કાળે અર્થાત રાત્રિના સમયે વગર કારણે જ્યાં ત્યાં ભટકવું નહિ. રાત્રે ભટકવાથી લોકો તેને ચોર, લંપટ કે હિંસક તરીકે ગણે છે અગર ધાડ આફત આવી પડે છે માટે અયોગ્ય કાળે-રાત્રે રખડવું નહિ. તેમજ રાત્રિ સમયે ભોજન કરવું નહિ, સ્નાન કરવું નહિ, દાન દેવું નહિ, અજાણ્યા સ્થળે જવું નહિ, સંધ્યા સમયે સુવું નહિ અને દિવસે મૈથુન સેવવું નહિ વિગેરે અયોગ્ય કાળે ન કરવાનાં કાર્યો નુકશાનકારક જાણી શાસ્ત્રકારોએ તે કરવાની મનાઈ કરી છે

તેમજ રાજાએ, સંઘે કે નાતે મનાઈ કરેલ હોય તેવા દેશમાં [સ્થળ કે મકાનમાં] જવાથી કે તેવું કાર્ય કરવાથી રાજા સંઘ કે નાતનો તે [તેવા સ્થળે જનાર કે તેવું કાર્ય કરનાર] ગુન્હેગાર ગણાય છે અને શિક્ષા પામે છે રાજા તેને દેશપાર કરે, જેલમા નાખે, દંડ લે કે ઘરબાર લૂટી લે. સંઘ કે નાતવાળા તેને સંઘ કે નાતબહાર કરે અગર અમુક દંડ લે

આવું સમજી શાસ્ત્ર, રાજા, સંઘ અને નાતપ્રમુખે નિષેધ કરેલ દેશ પ્રદેશ-સ્થાન અગર તેવા કાર્યથી દૂર રહેનાર માણસ માર્ગાનુસારી ગણાય છે તેવો માણસ જગતમાં સુખી થાય અને પ્રશંસાપાત્ર બને એ નીતિમાર્ગાનુસારીનો ૨૨ મો ગુણ કહ્યો.

# બોલ ત્રેવીશમો

## કાર્યના પ્રારંભમા પોતાના બળાબળનો વિચાર કરવો

*'કાર્યારંભ સ્વશક્તિ અનુસારે કરો*

કોઈ પણ કાર્યની શરૂઆત કરવા પહેલા પોતાની શક્તિ, સંયોગો સાધન અને સમયનો વિચાર કરવો જોઈએ.

પોતાથી બળીયા સાથે બાથ ન ભીડવી. ગર્જના કરતા મેઘની સામે થનાર સિંહની પેઠે પાયમાલ થવાનો સમય આવે છે પોતાની શક્તિ વિગેરેનો વિચાર કર્યા વગર વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ, કળા, વિદ્યા વિગેરે વ્યાવહારિક કાર્યો કે વ્રત-નિયમ, તપ-ત્યાગ વિગેરે ધર્મ સંબંધી કાર્યો કરનાર માણસનુ કાય સિદ્ધ થતુ નથી. એ કરવાનો અને લોકોમા હાસીપાત્ર થવાનો વખત આવે લોકો પ્રાય. કુતૂહલપ્રિય હોય છે

પોતાનો સ્વાર્થ સાધવા અને પરના ઘર ભાંગવાની ટેવવાળા લોકો જે માણસ સાધારણ નબળી શક્તિ કે સ્થિતિવાળો હોય તેની પાસેથી પણ ઘર માંડીને, ખોટો ટેકો આપીને, વખાણ કરીને કે દબાણ કરીને ગજા ઉપરાંત કામ કરાવે પરિણામે લોકોની આવી પ્રેરણાથી કામ કરનાર માણસ 'ગજા પ્રમાણે ભજ' ન કરતાં ગજા ઉપરાંત કામ કર્યા પછી કે કામ કરતાં આપત્તિમાં આવી પડે, તન મન કે ધનથી ખુવાર થાય અને લાજ જવાનો વખત આવે ત્યારે પ્રેરણા કરનાર ઉંધે રસ્તે દોરનાર માણસોની મદદ માંગે એટલે તે લોકો તળાવની પાળે જઈ બેસી જાય, ઉપકાર નહિ ગમે તે બહાનું કાઢી છૂટી જાય.

માટે તેવા લોકોને ભરોસે ન રહેવું પરંતુ મનોબળ, આત્મબળ, અને ધનબળ વિગેરે પોતાની શક્તિ, સંયોગો, સાધન અને સમય વિચારીને જે માણસ [1]મૃગાવતી રાણીની પેઠે ડહાપણથી કામ કરે તેને પાછળથી પશ્ચાતાપ કરવો ન પડે.

તેમજ પારમાર્થિક કાર્યો કરવાની પોતાની શારીરિક માનસિક આધ્યાત્મિક કે આર્થિક શક્તિ હોય તો તે ગોપવવી નહિ સાધન અને સંયોગો વિગેર અનુકૂળ હોવા છતાં પણ ઉદાર, પરોપકારી માણસની સલાહ લઈને પરોપકારનાં કામો કરવામાં પાછી પાની ન કરે તે માણસ માણસાઈવાળો ગણાય એ માર્ગાનુસારીનો ૨૩ મો બોલ કહ્યો

---

[1] ચંડપ્રદ્યોતન રાજાએ કૌશાંબીને ઘેરી લીધી શતાનીક રાજા મૃત્યુ પામ્યા. ત્યારે એવા [illegible] પ્રદ્યોતનના [illegible] રાણી મૃગાવતી રાણીએ ડહાપણથી પોતાની શક્તિ [illegible] ગામ લીધું કે [illegible] પોતાનું શિયળ બચાવ્યું પુત્રને રાજ્ય મળ્યું અને રાજા પ્રદ્યોતન મહાવીર પ્રભુનો ઉપદેશ સાંભળી મૃગાવતી રાણીને પોતાની બ્હેની કહીને ગણીને ચાલ્યા ગયો.

# બોલ ચોવીસમો

## વ્રત અને જ્ઞાનથી મોટા પુરૂષોની સેવા કરવી

*'અભ્યુત્થાન કરવુ જ્ઞાનીનુ ઉદાર જે'*

અભ્યુત્થાન કરવુ એટલે ઉઠીને ઉભા થવુ. જ્ઞાની પુરૂષ પધારતા જોઈને ઉઠી ઉભા થવુ, પધારો પધારો કહીને આદરસત્કાર આપવો. બેસવા માટે આસન,ખાવા પીવા યોગ્ય વસ્તુ આપી અને ક્ષેમકુશળ કે સુખશાંતિ પૂછવા પૂર્વક સન્માન આપવુ. પોતાના સ્થાનથી, ચારિત્રથી કે નીતિથી પતિત થયેલાને ટેકો આપી-સમજાવી ઠેકાણે લાવવા કે સંકટના સમયે જે રીતે બને તે રીતે પક્ષપાતરહિત સહાયતા કરવી વિગેરે આદરસત્કાર કરવો.

ઇન્દ્રિયો અને મનને જીતનાર વૃદ્ધ કે યુવાન વ્રતધારી ત્યાગી જ્ઞાની-સાધુ-સંત પુરૂષો કે જેઓ ગૃહસ્થોના આશ્રયથી પોતાનુ સંયમી જીવન શાંતિથી પસાર કરી શકે છે, અન્ન, જળ, વસ્ત્ર, સ્થાન અને ઔષધ વિગેરે માટે

જેમને ગૃહસ્થોનો આશરો લેવો પડે છે ત્યાગીને જીવવાનો જેમનો આચાર છે, જેઓ આત્મસાધન પોતે કરે અને અન્ય જીવોને આત્મસાધનાનો માર્ગ બતાવે છે એવા ઉપકારી સંતોને ઉપયોગમાં આવતી જરૂર જોઈતી વસ્તુ પૂરી પાડવી એ ગૃહસ્થોની ફરજ છે તેમને દરેક જાતની મદદ કરવાથી તેઓ સંયમમાં સ્થિર રહી વિશેષ પરોપકાર કરી શકે છે વિવેકી માણસો અભેદ ભાવે જ્ઞાની વ્રતધારી સાધુસંતનો દરેક રીતે, વિનયપૂર્વક અંતરના ઉલ્લાસથી આદર સત્કાર, બહુમાન અને સેવાભકિત કરી લાભ લે છે

અશુભ કર્મના ઉદયે એવા જ્ઞાની પુરુષો પણ પતન પામે છે પોતાના માર્ગથી ભ્રષ્ટ થઈ જાય છે તેવા સમયે વિવેકી અને ઉદાર દિલના તેમજ કર્મના સ્વરુપને જાણનાર ગૃહસ્થો તેમનો તિરસ્કાર કે નિંદા નથી કરતા, પરંતુ માવિત્રતુલ્ય હિતેચ્છુ થઈ તેમને નમ્રતા અને સભ્યતાપૂર્વક સમજાવીને ઠેકાણે લાવે છે અશુભ કર્મની પ્રબળતાથી કદાચ ન જ સમજે તો 'પ્રભુ એમને સદ્બુદ્ધિ આપો' એવી સદ્ભાવના ભાવવી એ વિવેકી સદ્ગૃહસ્થોની ફરજ છે

તેમજ વ્યાધિ-ચાકરી-ઉપાધિ વિગેરે કષ્ટના સમયે તેમને ઔષધ-ઉપચાર સહાયતા દ્વારા બનતી સેવાભકિત કરવામાં સદ્ગૃહસ્થો ચૂકતા નથી

જેમ સંતો માટે તેમજ જ્ઞાની સદ્ગૃહસ્થો માટે પણ—તેમને યોગ્ય તેમની સેવાભકિત અર્થે બજાવવી-આદરસત્કાર કરવો

તેના યોગ ભાગમાં માત્ર અભ્યાગત-અતિથિ આપદાઓ વટાવીને ઘેર આવે કે ક્યાંય પણ સમાગમમાં આવે તેનો દરેક રીતે બનતો આદરસત્કાર કરવાની ગૃહસ્થોની ફરજ છે દેશ, જાતિ કે ધર્મનો ભેદ રાખ્યા વગર, બદલાની આશા રાખ્યા સિવાય, પોતાની સંપત્તિ અનુસાર, માત્ર અતિથિઓનો વચનથી આસન આપવાથી, અન્ન પાણી-વસ્ત્ર-ઔષધ વિગેરેથી અને છેવટ નમ્રતા બતાવવાથી પણ સત્કાર કરવા ચૂકવુ ન જોઈએ. એ માર્ગાનુસારી માણસાઈનો ૨૪ મો બોલ જાણવો

---

# બોલ પચ્ચીશમો

## પોષણ કરવાયોગ્ય જનોનું પોષણ કરવું

*પરિજનનું પોષણ કરવું પ્રેમે કરી*

પોતાને આશરે રહેલા માતા, પિતા, સ્ત્રી, પુત્ર વિગેરે કુટંબી અને ઉપરાન્ત ખાસ કરીને નોકર-ચાકર તથા પશુ પક્ષી વિગેરેની ખાન, પાન, સ્થાન, વસ્ત્ર અને ઔષધપ્રમુખ વસ્તુ વડે પૂર્ણ પ્રેમ અને દયા પૂર્વક સારસભાળ કરવી એ ઉપરી કાર્યવાહકની ફરજ છે જેમ આપણામાં જીવ છે તેમ દરેક મનુષ્ય, પશુ પક્ષી વિગેરેમાં પણ તેવોજ જીવ છે આપણે ભૂખ, તૃષા લાગે તો ખાઈએ પીએ છીએ ટાઢ, તડકા કે રોગાદિ ઉપદ્રવથી શરીરનું રક્ષણ કરીએ છીએ આપણને સુખ ગમે છે દુઃખ નથી ગમતું તેવીજ રીતે સર્વ જીવો માટે પણ એમજ સમજવું અર્થાત્ પ્રથમ આશ્રિતોની હાજતો પૂર્ણ કરી પછી પોતાના શરીરની સાર-સંભાળ લેવી. આશ્રિતોને રખડતા દુઃખી સ્થિતિમાં મૂકી દીક્ષા લેનારને તેના નિઃસાસા પડે છે

જે પરિજન પોષણ કરવા લાયક આશ્રિત જન અભણ-અજ્ઞાની હોય તેને ભણાવી સારૂં શિક્ષણ આપીને કેળવવો, પોતાનું ગુજરાન પોતે સુખેથી ચલાવી શકે તેવા ઉદ્યોગમાં ચડાવી દેવો. વ્યસનોમાં ફસાયલાને ગમે તે રીતે સમજાવી ઠેકાણે લાવવો. કોઈ પણ નિરાધાર હોય તેને આશરો આપવો. દુઃખીને દિલાસો આપવો. આમ જેનું જે રીતે પોષણ કરવું ઘટે તેને તે રીતે પોષીને તેની ઉન્નતિ કરવી એ ઉપરી પોષકની ફરજ છે પોષ્ય પરિજન વર્ગને પોષતાં તે આળસુ-હરામખાઉ બની અવળે રસ્તે ચડી ન જાય તેની પૂરતી તપાસ કાળજી રાખવી આ રીતે પરિજનનું પોષણ પોતાની ફરજ સમજીને કરવું પણ હું જ બધાને નભાવી શકું છું એવી બડાઈ ન કરવી

---

# બોલ છવ્વીશમો

## દીર્ઘદર્શી થવુ

*વિશાળ દ્રષ્ટિએ પૂર્વાપર વિચાર જો '*

પશુ કરતા મનુષ્ય ઉંચો છે પશુમાં વિચારશકિત ઓછી હોય છે જ્યારે મનુષ્યને બુદ્ધિ વિશેષ મળી છે બુદ્ધિથી સારાસારનો વિચાર કરી શકે છે વિચાર વગરનો માણસ મંદ બુદ્ધિવાળો હોઈ પશુતુલ્ય ગણાય છે લાંબી નજર પહોંચાડી આગળપાછળનો વિચાર કરી સારાસાર સમજી કર્તવ્ય [જે કાળે જે કાર્ય કરવાયોગ્ય હોય તે] કરી અકર્તવ્ય [પરિણામે હાની કરનાર કાર્યને] છોડી નીતિ અને ધર્મને ધક્કો ન લાગે તેવી રીતે દ્રવ્ય, ક્ષેત્ર કાળ ને ભાવનો વિચાર કરી વર્તનાર માણસ વિવેકી ગણાય છે

તેનામા માણસાઈ હોય છે તેથી તેનામાં સદગુણોની વૃદ્ધિ થાય છે તેની યશ કીર્તિ ફેલાય છે તે પવમા પૂજાય છે ને લોકમા પૂજાય છે તેમજ પોતાનો અને પરનો ઉદ્ધાર કરી શકે છે તેવો માણસ દીર્ઘદ્રષ્ટિવાળો ગણાય છે એનાથી ઉલટી રીતે વર્તનાર ટુંક બુદ્ધિ વાળો અને અપયશીઓ ગણાય છે

શરીર બળ મનોબળ આ મબળ, સમય અને સાધનો વિગેરનો આગળ પાછળનો વિચાર કર્યા વગર ઉતાવળે કાર્ય કરનાર પાછો પડે છે આગ લાગ્યા પછી કુવો ખોદાવે શુ વળે? ક્યારી ક્તીસરે ગાયો થાય એ ન્યાયે આમ કર્યું હોત તો ઠીક થાત એમ વિચારવાથી કે પછી કજાવતીના કર ઉઠાવનાર શંખરાજાની પેઠે પાછળથી પશ્ચાતાપ કરવાથી શુ વળે? માટે પ્રથમથી દીર્ઘદ્રષ્ટિ રાખી પાણી પહેલા પાળ બાંધનાર પરિણામ વિચારી કાર્ય કરનાર માણસ યશ કીર્તિ સુખ અને સંપત્તિ મેળવી શકે અને તે માણસાઈવાળો ગણાય છે

---

# બોલ સત્યાવીશમો

## કૃત્યાકૃત્યના તફાવતના વિશેષ પ્રકારે જ્ઞાતા થવુ

*'સ્વ પર કૃત્યાકૃત્યનો અંતર જાણવો'*

સ્વ એટલે પોતાનું-આત્મા સંબંધી અને પર એટલે પારકું પુદ્ગલ સંબંધી. કૃત્ય એટલે કરવા યોગ્ય અને અકૃત્ય એટલે ન કરવા યોગ્ય. અર્થાત આત્માનુ કર્તવ્ય અને અકર્તવ્ય શું છે? તથા પુદ્ગલનુ કાર્ય અને અકાર્ય શું છે? તેનો વિચાર કરી અંતર-ભેદ જાણવો જોઈએ

જ્ઞાન આત્મિક જ્ઞાન-આત્માની ઓળખાણ કરવા રૂપ દર્શન-આત્માની કે પરમાત્માની પ્રતીતિ શુદ્ધ શ્રદ્ધા વિશ્વાસ થવા રૂપ અને ચારિત્ર-આત્મામાં રહેલા અહિંસા, સત્ય પવિત્રતા, ક્ષમા, નિર્મમતા, વિશ્વપ્રેમ કે સમભાવ આદિ સદ્ગુણોમાં અખંડ ઉપયોગ રૂપ, એ ત્રણ જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ મહાન ગુણોને વિકસાવવા તે સ્વકર્તવ્ય છે

તથા શબ્દાદિ પંચ વિષયો, ક્રોધાદિ કષાયો, હિંસા, અસત્ય, ચોરી, તૃષ્ણા, વૈર વિરોધ વિગેરે દુર્ગુણો વધારવા તે આત્માનું અકર્તવ્ય છે-અકાર્ય છે

ઉપરોક્ત વિષય કષાયાદિ દુર્ગુણો સેવનારને દુર્ગતિમા ધકેલવો એ આત્માથી પર એવા પુ ગળનુ કૃત્ય કર્તવ્ય છે તથા ઉપર કહેલા વિષયાદિક દુર્ગુણો સેવનારને મોક્ષ માર્ગ રુપ જ્ઞાન દર્શન ચારિત્રાદિ ગુણો પ્રકટાવવામાં સહાયક થવુ એ પુ ગળનું કૃત્ય કર્તવ્ય નથી-અકૃત્ય-અકર્તવ્ય છે

એ રીતે આત્માના કર્તવ્ય અને અકર્તવ્ય વચ્ચે, પુદ્ગળના કર્તવ્ય ને અકર્તવ્ય વચ્ચે આત્માના કર્તવ્ય અને પુદગળના કર્તવ્ય વચ્ચે, આત્મા સબંધી અકર્તવ્ય અને પુદ્ગળ સબંધી અકર્તવ્ય વચ્ચે આત્મા સબંધી કર્તવ્ય અને પુ ગળ સંબંધી અકર્તવ્ય વચ્ચે તથા આત્મા સંબંધી અકર્તવ્ય અને પુદ્ગળ સબંધી કર્તવ્ય વચ્ચે શો અતર-ભે_ છે ? તે જાણીને આત્માને હિતકર હોય તેનો સ્વીકાર અને અહિતકરનો ત્યાગ કરનાર વિશેષજ્ઞ કહેવાય છે

અથવા વિશેષજ્ઞ=સારા નરસાનો અતર તફાવત જાણનાર. સારૂ કે નઠારૂ સજીવ કે નિર્જીવ, હિતકારી કે અહિતકારી, યોગ્ય કે અયોગ્ય, સદ્ગુણ કે દુર્ગુણ કર્તવ્ય કે અકર્તવ્ય ઈત્યાદિક અનેક બાબતો આ દુનિયામા રહેલી છે તેના પરસ્પર ગુણ કે અવગુણને ઓછા કે અધિક પ્રમાણમાં સ્થૂળિભદ્રજીની પેઠે જાણનાર વિશેષજ્ઞ કહેવાય છે

સ્વાભાવિક રીતે મનુષ્યને સારૂ ગમે છે એટલે સારા તરફ જેનું વલણ થાય છે અને અણગમતું-નઠારૂ હોય તેના તરફ જેનું વલણ થતું નથી તેના દુર્ગુણો નાશ પામે છે અને ગુણોની વૃદ્ધિ થાય છે

ઓછા કે અધિક ગુણ કે દોષવાળી સારી કે નઠારી એક એક સજાતીય વસ્તુ વચ્ચે રહેલા તફાવતની શોધ કરવાની ટેવ મનુષ્યે રાખવી જોઇએ દાખલા તરીકે-ગાય ] દૂધ ભેસનું દૂધ, બકરીનું દૂધ, ગધેડીનું દૂધ, ઉંટડીનું દૂધ, થોરનું દૂધ, આકડાનું દૂધ, વડનું દૂધ અને મનુષ્ય સ્ત્રીનું દધ આ બધાં જેમ શ્વેતવર્ણ એકજ દૂધના નામે ઓળખાય છતા બધાંના ગુણ, દોષ, સ્વા૦ વિગેરેમાં ઘણો

તફાવત છે, તેમ મનુષ્ય મનુષ્ય વચ્ચે આચારવિચાર અને સ્વભાવ વિગેરેના તફાવતનો વિચાર-શોધ કરનાર વિશેષજ્ઞ ગણાય છે

રાજા રાજામાં, પ્રધાન પ્રધાનમાં શેઠ શેઠમા, નોકર નોકરમા, પિતા પિતામા પુત્ર પુત્રમા, માતા માતામાં, ભાઈ ભાઈમા, બહેન બહેનમા સ્ત્રી સ્ત્રીમા આ બધાં મનુષ્ય જાતિ (સજાતીય) હોવા છતા તેમનામા ગુણ દોષ સરખા હોતા નથી તેમજ સિંહ, વાઘ હાથી, ઘોડા, બળદ ગાય, ભેંસ વિગેરે તમામ પશુ પશુ વચ્ચે અને સજાતીય પશુ વચ્ચે ગુણદોષ અને સ્વભાવ વચ્ચે મહાન અંતર હોય છે એજ પ્રમાણે બીજા જંતુઓ પૃથ્વી પાણી, અગ્નિ વાયુ વનસ્પતિ ઈત્યાદિમા પણ પરસ્પર ગુણદોષ સબંધી મોટું અંતર રહેલુ છે

વિશેષજ્ઞ મનુષ્યજ આ સર્વમા ગુણદોષની પરીક્ષા કરી શકે છે-પરસ્પરના તફાવતને બારીક દીર્ઘ દૃષ્ટિથી શોધી કાઢે છે તે તફાવત સમજ્યા પછીજ ગુણોની વૃદ્ધિ અને દોષોનો ત્યાગ કરવામા સમર્થ થવાય છે

ઉત્તમ, બહુગુણી કે કિમતી જડ કે ચેતન્ય પદાર્થો પરીક્ષકોના હાથે ચડતા તેનું મહત્વ કે કિમત અંકાય છે યોગ્યતા પામે છે અને અજ્ઞાનીના હાથે ચડે તો તેની કિમત ત્રણ કોડી જેટલી પણ થતી નથી પામતી-અયોગ્યતા પામે છે વસ્તુમાત્રમા ગુણ હોય છે પરંતુ તે વિશેષજ્ઞ ગુણ દોષ શોધક મનુષ્ય સિવાય કોઈ બીજો-શોધી શકતો નથી ક્ષીરોદક ખાઈના દુર્ગંધી પાણીને સુગંધી, સરસ બનાવી જિતશત્રુ રાજાને પ્રતિબોધ પમાડનાર સુબુદ્ધિ પ્રધાન જેવા શોધક મનુષ્ય જ વિશેષજ્ઞ કહેવાય.

ગુરૂ ગુરૂમાં, દેવ દેવમા અને ધર્મ ધર્મમા પણ કેટલો મહાન અંતર હોય છે? તેની વિશેષતાને જાણનાર, સુદેવ, સુગુરૂ અને સદ્ધર્મને સ્વીકારનાર તથા કુગુરૂ કુદેવ અને કુધર્મને છોડનાર વિશેષજ્ઞ કહેવાય છે એ માર્ગાનુસારીના પાંત્રીસ ગુણોનો ૨૭ મો ગુણ જાણવો.

# બોલ અઠ્યાવીશમો

## કરેલા ગુણને (ઉપકારને) જાણવો
### કૃતજ્ઞ થવું

*ભૂલવો નહિ અન્ય જનનો કૃત ઉપકાર જો '*

ખરા કટોકટીના પ્રસંગે આપણને કોઈએ સહાયતા કરી હોય દુઃખના સમયે તન, મન ને ધનથી હિંમત આપી હોય દરિદ્રતાના સમયે ધનની રોગાદિક કારણે ઔષધ-ઉપચારની ભૂખ વખતે ભોજનની તૃષા વખતે જળની, ટાઢ વખતે જગ્યા અને કપડાંની અજ્ઞાન ટાળવા જ્ઞાનની, જ્ઞાનનાં સાધનોની ઉન્માર્ગે જતા ઉપદેશ હિત શિખામણની કોઈ શિકારી પશુ કે નિર્દય મનુષ્ય વડી આવેલા પ્રાણાંત કષ્ટ સમયે અભયદાનની, માર્ગ ભૂલેલાને માર્ગ દેખાડવાની મહાન અપરાધ સમયે ક્ષમા માફીની, બળાત્કાર સમયે શિયળ રક્ષણની અને દુર્ગતિ જતાં સદ્ગતિ પમાડવાની, ઈત્યાદિક કંઈ પણ મદદ કોઈએ કરી હોય તો તેનો ઉપકાર જીવનપર્યંત ન ભૂલવો એ કૃતજ્ઞપણું કહેવાય છે

થોડો પણ ઉપકાર કરનારને ઉપકારી ગણવો જોઈએ અને તેનું બહુમાન કરવું જોઈએ, એ ઉન્નતિનો ઉત્તમ ઉપાય છે

ઉપર બતાવેલ પ્રસંગોમાંથી કોઈ પણ પ્રસંગથી ઉપકારી પોતે ઘેરાયેલો જણાય કે તરત તે પ્રસંગમાંથી પ્રતિકૂળ સંયોગમાંથી ઉપકારીને તન મન ને ધનના ભોગે મુક્ત કરી પોતા ઉપર રહેલો ઉપકારનો બોજો ઉતારવો. એવો કોઈપણ ઉપકાર વાળવાનો પ્રસંગ ન આવે તો છેવટ 'એવો અવસર ક્યારે આવે કે ઉપકારી આત્માએ કરેલા ઉપકારનું ઋણ વાળું?' એવી ભાવના તો જરૂર ભાવવી જ જોઈએ

કરેલા ઉપકારને જાણવા રૂપ કે ન જાણવા રૂપ ચૌભંગી ઠાણાંગ સૂત્રના ચોથે ઠાણે બતાવી છે જેમ કે

૧ ગુણ ઉપર ગુણ કરનાર

૨ ગુણ ઉપર અવગુણ કરનાર,

૩ અવગુણ ઉપર ગુણ કરનાર અને

૪ અવગુણ ઉપર અવગુણ કરનાર

એમ ચાર પ્રકારના માણસો દુનિયામાં હોય છે

તેમાં કરેલા મહાન ઉપકારનો બદલો ઉપકારરૂપે વાળનાર ઉત્તમ, ઉપકારી ઉપર અપકાર કરનાર અધમમાં અધમ, અવગુણ કરનાર ઉપર ગુણ કરનાર ઉત્તમમાં ઉત્તમ અને અવગુણ કરનાર ઉપર બદલો વાળવા સામે અવગુણ કરનાર અધમ કોટિનો ગણાય છે અધમાધમ માણસો વિશેષ પ્રમાણમાં હોય છે અધમ માણસો પણ ઘણા હોય છે ઉત્તમ માણસો થોડાજ હોય છે અને ઉત્તમોત્તમ તો બે ચાર ભાગ્યેજ મળી શકે

કરેલા ગુણને ભૂલી જનાર કે ગુણ ઉપર અવગુણ કરનાર માણસ કૂતરા કરતાં પણ હલકો-ઉતરતો છે કારણ રોટલો આપનાર ધણીની દિલોજાનથી અનેક રીતે સેવા બજાવનાર કુતરો તેવા માણસથી હજાર દરજ્જે શ્રેષ્ઠ છે

સિંહ જેવા ક્રૂર પ્રાણિઓ પણ ઉપકારીનો ઉપકાર સંભારી બદલો વાળવા-ગુણ કરવા ચૂકતા નથી પૃથ્વીને પર્વતો અને સમુદ્રોના બોજા કરતાં પણ કરેલા ઉપકારને ભૂલી જનાર તથા ઉપકાર ઉપર અપકાર કરનાર મનુષ્યોનો બહુજ ભાર જણાય છે; પરંતુ ઉપકારીનો બદલો ઉપકાર કે સેવા કરીને વાળનાર અગર અપકાર ઉપર ઉપકાર કરનાર પુરૂષોનો ભાર બિલકુલ જણાતો નથી

અરે! અવ્યક્ત ચૈતન્યવાળાં ઝાડો પણ પત્થર ફેંકનાર-અવગુણ કરનાર દુઃખ આપનાર માણસને ફળ આપવા રૂપ ગુણ કરે છે જ્યારે મનુષ્ય જેવો ઉચ્ચ અવતાર પામીને અવગુણ કરનાર ઉપર અગર કંઈ પણ અવગુણ ન કરનાર દુઃખી નિરાધાર ઉપર ગુણ કરવો તો દૂર રહ્યો પણ ધર્મનો-આત્મ કલ્યાણનો માર્ગ બતાવી ગુણ કરનાર ગુરૂ આદિકના ઉપકારનો બદલો તેમની આજ્ઞા ઉઠાવી કે સેવાભક્તિ કરીને ન વાળી શકે તો એના જેવો બીજો અધમ કોણ?

અગર બાળપણથી પાણી પાનાર કે ઉછેરનાર મનુષ્યને ઝાડ પણ [નારીયેળ વિગેરે] ટાઢ તડકા, છેદન, ભેદન આદિ વિગેરે સહન કરી ઉપકાર કરનારને અમૃત સમાન પાણી અને ફળ વિગેરે આપી શાંતિ ઉપજાવે છે-ગુણ કરે છે-કરેલા ઉપકારનો બદલો વાળે છે એક અધમાધમ માણસ સો વાર ઉપકાર કરનારને એકાદ વખત ફક્ત અપરાધ થઈ જાય તો પણ બધા ગુણો ભૂલી જઈને અપરાધની શિક્ષા કરે છે જ્યારે ઉત્તમોત્તમ પુરૂષ સેંકડો અપરાધ કરનારને એકાદ વખતના ઉપકારથી બધા અપરાધોની માફી આપે છે

ઉપકાર કરનાર કે બીજાએ કરેલો ઉપકાર ન ભૂલનારનો અભ્યુદય થાય છે અને અપકાર કરનારને કે કોઈએ કરેલા ઉપકારને ઓળવનારને તેનું માઠું ફળ પણ અવશ્ય મળે છે વ્યવહારમાં પણ ઉપકારીનો ઉપકાર નજ ભૂલવો જોઈએ, તો પછી ધર્મ પમાડનાર ધર્મગુરૂ પ્રમુખનો ઉપકાર તો નજ ભૂલી શકાય. એ નીતિમાર્ગાનુસારી-મારગાનુસારીનો ૨૮ મો ગુણ બતાવ્યો.

# બોલ ઓગણત્રીશમો

## લોકોની પ્રીતિ મેળવવી

*જન વલ્લભ થવાના સદ્ગુણ આદરો*

માણસાઈવાળો માણસ સૌને વલ્લભ-વહાલો પ્રિય બને છે બધા લોકો તેને ચાહે છે લોક-પ્રિય થનારમાં કેવા સદ્ગુણો હોવા જોઈએ? સરળ સ્વભાવી હોય [ આ એક ગુણ અનેક ગુણોને ઉત્પન્ન કરનાર છે ] સત્ય બોલનાર હોય. દયાળુ હોય. કોઈ જીવને દુઃખ થાય તેવું વચન ન બોલે અને તેવું વર્તન ન રાખે.

માણસાઈવાળો માણસ પર સ્ત્રી કે પર પુરુષ તરફ ખરાબ નજર ન કરે. દાનત શુદ્ધ હોય-હરામની વૃત્તિ ન રાખે. દાનેશ્વરી-ઉદાર દિલનો હોય. પરગજુ પરોપકારી હોય. વિનયવાન હોય. સહનશીલ હોય. મોઢામાંથી અપશબ્દ-ગાળ ગંધ ન નીકળે, પરંતુ હિતકર અને પ્રિયવચન રૂપ અમૃત ઝરે. કોઈને હેરાન નહિ અને સંતોષ, સમભાવ તથા પ્રેમપૂર્વક સત્સમાગમ કરે.

નિઃસ્વાર્થે, નમ્રભાવે પરોપકાર કરનાર જો કે યશકીર્તિ અને લોકપ્રિય થવાની ઈચ્છા ન રાખે છતાં ફૂલની સુગંધની પેઠે તેની સુવાસ રૂપ કીર્તિ પોતાની મેળે ફેલાય છે અને સર્વ સ્થળે પ્રિય થવા પામે છે

પૂર્વકાળમાં ભામાશાહ, જગડુશાહ, શિવાજી મહારાજા પ્રતાપ લોકમાન્ય તિલક દાદા નવરોજજી, ગાંધીજી વિગેરે કર્મયોગી પુરૂષો જનસમાજનું હિત કરી લોકપ્રિય થયા અને વર્તમાનકાળે પંડિત જવાહિરલાલ નહેરૂ અને વલ્લભભાઈ પટેલ વિગેરે લોકહિત માટે તનતોડ મહેનત કરી લોકપ્રેમ મેળવી રહ્યા છે

એથી ઉલટા દુર્ગુણી વક્રસ્વભાવ અસત્ય વચન, નિર્દયતા, કઠોરતા અશુદ્ધ દાનત લંપટપણું લોભ કંજુસાઈ અવિનય, ક્રોધ અહંકાર, કપટ ઈર્ષ્યા અને નિંદા વિગેરે ધરાવનાર લોકોમાં અપ્રિય થાય છે પોતે દુનિયામાં નિંદાપાત્ર બને છે તેમજ પોતાના જાતિ, કુળ, કુટુંબ, ગુરૂ અને ધર્મ વિગેરેને નિંદાવે છે

વિનય-નમ્રતા ગુણથી માણસ સર્વને પ્રિય થાય છે ગુરૂઆદિક ગુણી પુરૂષોને વિનય કરવો. એટલે નમસ્કાર કરવો, બહારથી આવતા જોઈ ઉઠીને ઉભા થવું સામા જવું આવો પધારો કહી સત્કાર કરવો, બેસવા આસન આપવું જોઈતી વસ્તુ લાવી આપવી તેમણે બતાવેલું કાર્ય કરી આપવું તેમની પાસે સભ્યતાથી બેસવું-બોલવું મધુર વચન બોલવું દરેકને બે નામે બોલાવવા, ક્યાં પધાર્યા હતા? ક્યાં પધારશો? કેમ, મારા જેવું કંઈ કામકાજ છે' હોય તો કૃપા કરીને ફરમાવો. ઈત્યાદિ વિનય કહેવાય છે

વિનયથી ગુણોની વૃદ્ધિ થાય છે લોકોની લાગણી વધે છે અને ધારેલું કાર્ય નિર્વિઘ્ને પાર પહોંચે છે લક્ષ્મીની વૃદ્ધિ અને સુખના સાધનોની સુલભતા થાય છે

એટલું ધ્યાન રાખવું જોઈએ કે ખોટું બોલીને પોતાનો સ્વાર્થ સાધવા માટે કોઈની ખોટી ખુશામત કરવી નહિ કારણ કે એમાં સરળતા ન હોવાથી પોતાનો સ્વાર્થ ન સધાય એટલે વિનય-નમ્રતા ચાલ્યાં જાય છે અને લોકોમાં અપ્રિય થવાનો સમય આવે છે માટે આવા સદ્ગુણોને ધરનાર માણસ સહુને વહાલો લાગે છે એ માર્ગાનુસારીનો ૨૮ મો ગુણ જાણવો.

---

# બોલ ત્રીશમો

## લજ્જાવાન થવું

*'લજ્જાવંત બનો અતિવંત સુસંત જે'*

લાજે કપડાં પહેરીએ, લાજે દીજે દાન,
લાજ વિહૂણા માનવી, તેના લાંબા લાંબા કાન.

લજ્જા હોય ત્યાં મર્યાદા આવ્યા હોય, મર્યાદા હોય ત્યાં નીતિ હોય અને નીતિ હોય તોજ ધર્મની પ્રાપ્તિ થાય છે ધર્મ વગર કર્મની મુક્તિ મોક્ષ નથી. માટે મોક્ષની ઈચ્છાવાળા મનુષ્યને લજ્જાની જરૂર છે લજ્જા મર્યાદા અને નીતિવાળો માણસ સુસંત-સુસાધુ ભલે ત્યાગી ન હોય છતા સાચો પ્રમાણિક લાયકાતવાળો અને વિશ્વાસપાત્ર બને છે

લજ્જાવાન મનુષ્ય પ્રાણ જતાં પણ અંગીકાર કરેલા સારાં કાર્યોનો ત્યાગ ન કરે. લજ્જાળુ માણસ ચાલે ત્યાં સુધી ખરાબ કામમા પ્રવૃત્તિ કરે નહિ. કર્મની પ્રબળતાને લઈ કદાચ તેવા કામમા પ્રવૃત્તિ કરવાની ઈચ્છા

થાય તો તેને મનમાજ દબાવી દે. કોઈ અનિવાર્ય કારણથી ખરાબ કામમા પ્રવૃત્તિ કરે પણ ખરો છતાં તેવી નિર્લજ્જતા વાળી બેહદ ખરાબ પ્રવૃત્તિ તો ન જ કરે સંકોચાતા મને તેવી પ્રવૃત્તિ કરીને તત્કાળજ તેનાથી પાછો હટે. તમારા જેવા સારા માણસ આવું કામ કરે તે શું વ્યાજબી ગણાય?" આટલી ટકોર તે લજ્જાવાન માણસને મરણથી પણ અધિક થઈ પડે.

શરીરની મર્યાદા જાળવવા માણસ કપડાં પહેરે છે તે કપડાં જાડાં હોય તો અંગ ઢંકાય-મર્યાદા જળવાય, પરંતુ તે અંગ દેખાય તેવા ઝીણાં, દેખાવમા ભભકાવાળા હોય તો મર્યાદા જળવાય નહિ. મર્યાદા જાળવવાનો હેતુ ન જળવાય તો એ કપડાં પહેરવાં માત્ર શોભા માટેજ છે એમ કહી શકાય. ત્યાં લજ્જાને સ્થાન નથી કુલીનતા ન હોય ત્યા લજ્જા ન હોય. લજ્જા ન હોય ત્યાં શિયળ પણ ક્યા સચવાય ?

નિર્લજ્જ મનુષ્ય પશુ કરતા પણ હલકો છે કારણ કે પશુઓને તો મૂળથી અજ્ઞાન દશા છે કર્તવ્ય અકર્તવ્ય સંબંધી વિચારશક્તિ હોતીજ નથી. જ્યારે મનુષ્યને વિચાર શક્તિ સારાસારનો વિવેક છે છતા નિર્લજ પ્રવૃત્તિ કરે તો તેની દુનિયામા આબરૂ રહેતી નથી. અકાર્યમા પ્રવૃત્તિવાળો હોવાથી આ ભવ અને આવતો ભવ સુખરુપ નીવડતો નથી માટે અનેક સદગુણ પ્રાપ્તિની ખાણ સમાન લજ્જા ગુણને હે ભવ્યાત્માઓ! ધારણ કરો.

લજ્જા ગુણ પુરૂષો અને સ્રીઓનો અમૂલ્ય અલંકાર-શણગાર છે લજ્જા હોય ત્યા કુલીનતા હોય અને કુલીનતા હોય ત્યા દયા પણ આવે છે અને દયાળુ માણસ દાન કરી શકે છે લજ્જા હોય તો શિયળ પાળી શકાય. લજ્જા હોય તો વચન વિચારીને બોલાય, કજીઓ-કલેશ ન થાય, અપશબ્દ ગાળ ગાળ ન બોલાય પરંતુ કાર્ય પૂરતુંજ બોલાય.

દુર્ગુણોમાં સપડાઇ અધઃસ્થિતિએ પહોંચેલ માણસ પણ લજ્જાથી પાછો સુધરી શકે છે માટે લજ્જા-મર્યાદાથી બોલવુ ચાલવું અને કામકાજ કરવું લજ્જા વગરનો દુર્ગુણી માણસ કોઈપણ ઉપાયે સુધરી શકતો નથી. લજ્જા ન હોય તો મનુષ્ય પશુ સરખો ગણાય.

મતિવંત બુદ્ધિશાળી માણસે લજ્જા ક્યાં અને કેવી રીતે કરવી? કે ન કરવી? તેનો વિચાર કરવો જોઈએ. આગાની શરમ કરતા ભૂખ્યા રહેવું પ ઞાડે પેશાબ દૂર કરવા-નિવારણ કરવાની શરમથી શરીરમાં રાગ ઉ પન્ન થાય. પૂજ્ય વર્ગનો વિનય કરવ.ની શરમથી તેમના અવિશ્વાસી થવાય તેમ થવા વ્યવહારમાં ધનાદિક સંબંધી લાભ મળતો અટકે અને પૂજ્ય પુરુષોની દૃષ્ટિ મ અભિમાની, અવિવેકી કે ઉદ્ધત ગણાવાનો સમય આવે.

ધર્મગુરુ પાસે જવાની શરમથી આપણા આત્માના ભલા મ.ટે હિતોપ.દ કે ધર્મોપદેશ સાંભળવાનો પ્રસંગ ન આવે અને તેથી આપણા આત્માનો ન ભાલ માગ સદાને માટે બંધ થઈ જાય. રોગને છુપાવવાથી તે રોગ ઉંડા મૂળ ન ર અને છેવટ રોગ અસાધ્ય થઈ જતા પ્રાણ છોડવાનો પ્રસંગ આવે યોગ્ય પૂજ્ય ગુરુ આદિ.ક પાસે પોતાના પાપ છુપાવવાથી આપણા દુર્ગુણો વ ધ ા થાય અને સદ્ગુણો થ ના પામે. સાચી સલાહ ન મળે. પાપ નિવારણ પ્રાય શ્ચિતાદિક ઉપાયો તેઓ તરફથી મળવા ન પામે. માટે યોગ્ય કામમા શરમ લજ્જા રાખવાની જરૂર નથી

દેવ ગુરુના દર્શન કરવામા લાજ ન કરાય. ધર્મક્રિયા કરવામા લજ્જા ન થવી જોઈએ. સેવા-ભક્તિ વૈયાવચ્ચ કરવામા ને પરોપકાર કરવામા, દશ સેવા કરવામા, શ્રીમાન છતા પરોપકાર માટે માગવામા, સાચું કહેવામા, મોટી ઉમરે વિદ્યાભ્યાસ કરવામા શરમ કરવી ન પરવડે.

'મરૂ પણ માગું હિ, અપને તનકે કાજ;
પરમારથ કે કારણે માગત ના'વે લાજ'

પોતાનું કે પારકુ ભલુ થાય તેવા કાર્યોમા લજ્જાને દૂર રાખવી. પરંતુ જેથી પોતાના કે બીજાના આત્માને અહિત-નુકશાન થાય, રા ત દ ડે ક લોકો ભંડે તેવાં મહોચોરી, વ્યભિચાર, જુગાર, હિંસા ઈત્યા દિ. અને કજીયા કંકાસ ક ાય વિ રોધમા અવશ્ય લજ્જાવાન થવુ જોઈએ. એ નીતિ માર્ગાનુસારી-માણસાઈનો ૩૦મો બોલ કહ્યો.

# બોલ એકત્રીશમો

## દયાળુ થવુ

*દયાવંત થઇ આર્ય કાર્ય કરવાં સદા*

જ્યાં દયા, સત્ય, શુદ્ધ દાનત લજ્જા-મર્યાદા, નમ્રતા, સંતોષ, સરળતા, સમતા, નીતિ, પરોપકાર વિગેરે સદ્‌ગુણો હોય ત્યા આર્યપણું હોય અને એ ગુણો જ્યાં ન હોય ત્યા અનાર્યપણું કહી શકાય. આર્યતા એ અહિંસા અને અનાર્યતા એ હિંસા છે

વગર મતલબે પશુ કે મનુષ્યોને ગાઢ પ્રહારો કરવા, પશુ કે મનુષ્યને મજબુત અને ટૂંકા બંધને બાંધવાં. દ્વેષ કે ઇર્ષ્યાથી અન્નપાણી ન આપવાં. કોઈને દ્વેષબુદ્ધિથી ઝેર વિગેરે સાધનથી દાગ માડી નાખવું લગ્નાદિ પ્રસંગે શોખની ખાતર બકરાં, ઉંટ ઘોડા વિગેરે પશુઓને દોડાવવા કન્યા વિક્રય કરવો કે કરાવવો, અસત્ય આચરણ કરવું ખોટી સાક્ષી ભરવી અધિક લેવું ઓછું આપવું તેમજ—

ખોટા લેખ લખવા દશ વા કરતા બમણા કે ત્રણગણા દામ ચોપડે નખાવવા, ભેળસેળ કરી એક બતાવી બીજો માલ આપવો ખોટાનું સાચું અને સાચાનું ખોટું કરવું સટ્ટા ધાનના વ્યાપાર કરવા, ચોરી કરવી પરસ્ત્રી કે પર પુરુષ સાથે ગમન કરવું કચેષ્ટાઓ કરવી ગાળો આપવી, કજીયાકલેશ કુસંપ કરવા કે વધારવા, તેમજ—

હાંસી-મશ્કરીઓ કરવી, કોઈની આજીવિકા તોડવી, ઈર્ષ્યાપૂર્વક કોઈની પણ પારકી નિંદા કરવી શિકાર કરવો, કોઈના ઉપર બળાત્કાર કરવો ઈજ્જત પાડવી, જુગાર રમત કરવી, દારૂ-મદિરા-માંસ વિગેરે અભક્ષ્યનું ભક્ષણ કરવું અને જરૂરીયાત કરતાં અધિક લોભ કરવો, શોખ કે મોટાઈના કારણે આરંભ સમારંભનાં પાપનાં, પર જીવોને પીડવાનાં કાર્યો કે ધંધા કરવા ઈત્યાદિક અનાર્ય કાર્યો માણસાઈવાળો માણસ કદિ પણ ન કરે. કારણ કે નિર્દય, લોભી કે એકાંત અધર્મી માણસનાં એ કામ છે

કષ્ટમાં આવી પડેલાં કે મરતાં પ્રાણીઓને દયા લાવી જે રીતે બચાવાય તે રીતે બચાવવાં. દીન દુઃખી-નિરાધારને આશરો આપવો. ભુખ્યાને અન્ન, તરસ્યાને પાણી ટાઢે ઠરતાને વસ્ત્ર, રોગીને ઔષધ રખડતાને રહેવા સ્થાન જગ્યા અને નિર્ધનને ધન વિગેરેની સહાયતા કરવી અભણ સ્ત્રી પુરુષ નાનાં મોટાંને વિદ્યા જ્ઞાન પ્રાપ્ત થવાનાં સાધનો કરી આપવાં દરેક પ્રકારનાં વ્યસનોથી પોતે બચવું અને બીજાને બચાવવા. ઉ માર્ગે ચડેલાને સ માર્ગે ચડાવવા. બાળક-બાળિકાઓને સારા સંસ્કાર દેવા. અર્થાત્ જે કાર્યોથી પોતાના આત્માને પુણ્ય-હિત વિગેરે લાભ થાય અને અનેક આ માઓને શાંતિ તથા જ્ઞાન પ્રાપ્તિ થાય અને તેમની ચડતી તેમજ વગા સ ગતિ થાય તેવાં કાર્યો એ આર્ય કાર્યો કહેવાય દયા અને સદ્બુદ્ધિપૂર્વક તેવાં આર્ય કાર્યો કરવા.

પોતાના ક્ષણિક સુખ માટે બીજા તરફ નિર્દયતા ન વાપરવી કારણ કે બધા જીવોને આપણી માફક સુખનીજ ઈચ્છા હોય છે આપણે કોઈને મદદ કરી હોય તો આપણને પણ સંકટના સમયે મદદ આપનાર મળી જાય બીજાનું દુઃખ ટાળવાની શક્તિ ન હોય તો હરકત નહિ, પરંતુ કોઈને દુઃખ તો ન જ આપવું એ દયાળુ આર્ય માણસનું કર્તવ્ય છે દયાળુ મનુષ્યને નિરોગી શરીર અને દીર્ઘાયુષ્ય મળે છે અને ધર્મને લાયક બની શકે છે માટે દયા દિલમાં રાખીને આર્ય-ઉત્તમ પરોપકારનાં કાર્યો હંમેશા કરવાં એ નીતિમાર્ગાનુસારીનો ૩૧ મો ગુણ જાણવો.

## બોલ બત્રીશમો

### શાંત સ્વભાવવાળા થવું

*સૌમ્ય પ્રકૃતિ રાખવી બત્રીશ અનંત બોલ*

સૌમ્ય એટલે શાંત અને સુંદર. પ્રકૃતિ એટલે સ્વભાવ. એટલે માણસે હમેશા સ્વભાવ અત્યંત આનંદી અને શાંત રાખવો જોઈએ. સહજ વાતમાં ચીડાઈ ન જવું જોઈએ. ગંભીરતા રાખવી જોઈએ. સ્વભાવ શાંત હોય તો આકૃતિ પણ શાંત-આનંદી હોઈ શકે. જેના હૃદયમાં ક્રુરતા, દ્વેષ, ઈર્ષ્યા કે ક્રોધાદિ કષાયો ભરેલા હોય તેનો ચહેરો સર્પ, સિંહની પેઠ (શાંત સહનશીલતા કે સમતાયુક્ત ન હોવાથી) ભયંકર હોય.

आकृति गुणान् कथयति અર્થાત્ કયા માણસમાં કેવા ગુણો છે? તે તેની આકૃતિ-ચહેરા કહી આપે છે. જે માણસ સરળ, દયાળુ, નમ્ર, ગુણગ્રાહી અને સમભાવી હોય તેનો ચહેરો પણ હાથીની પેઠે શાંત, અને આનંદી હોય છે. એવી શાંત આકૃતિવાળો મનુષ્ય કે પશુ અન્ય મનુષ્ય કે પશુ શુદ્ધાંને પણ આકર્ષી ખેંચી શકે છે. વિશ્વાસ ઉપજાવી શકે અને શાંતિ પમાડી શકે છે.

કોઈએ કંઈ પણ કારણે ઠપકો આપ્યો કે કઠીન શબ્દો કહ્યા હોય તે ઉપર કોપ કરવો નહિ પણ વિચાર કરવો કે આ જે કંઈ કહે છે તેમાં

# બોલ તેત્રીશમો

## પરોપકાર કરવામા તત્પર રહેવુ

*પર ઉપકારમાં સત્વર અતર જાડવુ*

પોતાનાં સ્ત્રી પુત્ર માતા પિતા ભાઈ, બહેન વિગેરે કુટુંબી કે સગા-સંબંધીની સેવા કરવાની તો દરેકની ફરજ હોય છે તેમા પરસ્પર સ્વાર્થ પણ હોય છે આપણે તેની સેવા સાર-સંભાળ કરીએ તો તે આપણી પણ સેવા કરે એટલે એ પરોપકાર ન કહેવાય. પરંતુ જેમાં પોતાને કોઈ જાતનો સ્વાર્થ ન હોય તેવા પર-બીજા જીવોની દયા લાવીને સેવા કરવી કે તેને સહાયતા કરવી અને દરેક રીતે તેમના દુઃખ ટાળવા તે પરોપકાર કહેવાય.

સ્વાર્થવૃત્તિ વાળો માણસ પરોપકાર કરવાને અસમર્થ હોય છે કદાચ પરોપકાર કરવાની ભાવના થાય છતા સ્વાર્થ પરાયણ હોવાથી તેવી ભાવના ઓસરી જાય છે જ્યારે કેટલાકને તો [મોજશોખમા પડેલા હોવાથી]

પરાયાં દુઃખ જાણવાની કે પરોપકાર કરવાની દરકાર પણ હોતી નથી. જેની રગેરગમાં પ્રાણી-માત્ર તરફ દયા, પ્રેમ, મૈત્રી અને સમભાવના પૂર વહેતાં હોય, સત્ય, સંયમ, સંતોષ, ક્ષમા, ગંભીરતા, સરળતા, નમ્રતા અને ઉદારતા વિગેરે સદ્‌ગુણો જેના આત્માને ઉજ્જવળ બનાવતા હોય, તેવો માણસ પરોપકાર કરી શકે છે.

પરોપકાર કરનાર માણસ દિવસ કે રાત જુવે નહિ. ભૂખ, તૃષા, ટાઢ, તાપ વિગેરે અગવડો વેઠે છે. શરીરના મહેનતને કે ધનના વ્યયને તેનો નથી. સ્વજાતિ કે પર જાતિ, સ્વદેશ કે પરદેશ, સ્વધર્મ કે અન્ય ધર્મ તેમજ સ્વકુટુંબ કે પર કુટુંબ વિગેરેનો ભેદ પરોપકાર કરનાર ન જુવે. પરોપકારી માણસ પ્રત્યક્ષ દેખાતા દુઃખી કે કષ્ટમાં આવી પડેલા કોઈ પણ પ્રાણીને પોતાથી અપરિચિત હોઈ, અગર આબરૂદાર કે ખાનદાન કુટુંબ કુળ કે નાનમો હોઈ મદદ ન માગે છતા ભૂત-ભવિષ્યનો વિચાર ન કરતા વર્તમાન સ્થિતિનો અનુભવ કરી દુઃખમાંથી કે કષ્ટમાંથી બચાવવા તન, મન, વચન ને ધનથી બનતો પ્રયાસ કરે છે.

પરોપકારી માણસ દુઃખમાં ભય કટોકટીના પ્રસંગમાં આવી પડેલા કે નિરાધાર જીવને કોઈ જાતના બદલાની આશા વગર હિંમત આપી દરેક રીતે સહાયતા કરે છે. દરિદ્રીને ધન, રોગીને દવા, ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી, નગ્ન—વસ્ત્ર વગરના કે ટાઢે ઠરતાને કપડું, રખડતાને આશ્રયસ્થાન જગ્યા, અજ્ઞાની કે અભણને જ્ઞાન કે વિદ્યા પ્રાપ્તિનાં સાધનો, કોઈ શિકારી પશુ કે નિર્દય મનુષ્ય થકી પ્રાણાંત કષ્ટમાં આવી પડેલા જીવને અભયદાન, ભૂલા પડેલાને માર્ગદર્શન, ઉન્માર્ગે (વ્યસન કે દુર્ગુણના માર્ગે) ચડેલાને ઉપદેશ હિતશિક્ષણ આપીને સુમાર્ગે-સદ્‌ગુણના માર્ગે ચડાવવાની સહાયતા આપવી. કોઈ અબળા-સ્ત્રી ઉપર બળાત્કાર કરનાર થકી શીયળરક્ષણ રૂપ દાન આપવું. દુર્ગતિ જતાને સદ્‌ગતિ અપાવવી અને મહાન અપરાધીને પણ ક્ષમા-માફી આપવી. ઈત્યાદિક ઉપકાર ઉપકારી માણસ કરે છે.

ઉપકાર કરવાનો અર્થ એવો નથી કે જેના ઉપર ઉપકાર કરવામાં આવે તે માણસ આળસુ કે નિરુદ્યમી બની બાહુ બાંધીને બેસી રહે અને ઉપકારીની મદદ ઉપર જ નભ્યા કરે

લૂલા-લંગડા, આંધળા, અશક્ત કે નિરાધાર [ભલે અખંડ, અંગવાળા હોય તેવા કોઈ પણ] પ્રાણીને તેની જરૂરિયાત પૂરતી મદદ કરી તેને [જેનાથી જે જે બની શકે તેવા] હુન્નર-ઉદ્યોગમાં જોડી દઈ પોતાનું ગુજરાન પોતે ચલાવી શકે તેવા સ્વાશ્રયી બનાવવા. જેઓ કોઈ રીતે કંઈ પણ ઉદ્યમ કરી પોતાનું ગુજરાન ચલાવી ન જ શકે તેવા અશક્તને હમેશા મદદ કરવી એ પરોપકારી માણસની ફરજ છે

જે માણસો ધનના અભાવે ધનની મદદ નથી કરી શકતા તેઓએ મન, વચન અને કાયાથી સેવા બજાવવી-સહાયતા કરવી. પરોપકાર કરનારની અનુમોદના કરવી. 'મારી પાસે ધન હોત તો હું પણ ધનથી પરોપકારના કામ કરું' એવું મનથી ચિંતવવું વચનથી ધનવાનોને પરોપકાર કરવાની પ્રેરણા કરવી પરોપકારની મહત્તા સમજાવવી. નિરાધાર જીવોને તેને ત્યાં લઇ જવા અને કાયાથી પોતે જાતે દુઃખી જીવની સેવા શુશ્રૂષા કરવી

ધનાઢ્ય સ્ત્રીઓએ ગરીબ સ્ત્રીઓની દરેક રીતે સેવા બજાવવી દુઃખી નિરાધાર હોય, રોગથી પીડાતી હોય કે સુવાવડનું કષ્ટ ભોગવતી હોય તો તેમને યોગ્ય સહાયતા કરવી, સાર સંભાળ કરવી અન્ન, ધન, વસ્ત્ર વિગેરેની મદદ પોતે કરવી કે બીજા પાસે કરાવવી. આમ શ્રીમંત સ્ત્રીઓને પોતે જાતે સેવા કરતી જોઇ તેની અસર બીજી સ્ત્રીઓ ઉપર પણ પડે બીજી સ્ત્રીઓ પણ સેવા-પરોપકારના કામમાં જોડાય.

વિધવા સ્ત્રીઓએ બની શકે તેટલો વખત પરોપકાર કરવામાં જ ગાળવો જોઈએ કે જેથી પોતાનું જીવન શાંતિથી પસાર થાય અને પરોપકારનો લાભ

આમ પરોપકારી મનુષ્ય દેશના મનુષ્યોનો, ધર્મનો અને અંતે પોતાના આત્માનો પણ ઉપકાર-ઉદ્ધાર કરી શકે છે

પરને શરીરરક્ષણ સંબંધી જે મદદ કરવી તે દ્રવ્ય ઉપકાર અને પરને આત્માનું ભાન કરાવી આત્મસાધનાના માર્ગે ચડાવવા-સ્થિર કરવા તે ભાવ ઉપકાર એમ બે પ્રકારે પરોપકાર બની શકે છે

ખેતમાં ધાન્યના પાકનું રક્ષણ કરવામાં પુરુષના આકાર જેવા ઉભા કરેલા ઓળા, અનાજ-ધાન્યનું રક્ષણ કરવામા રાખ અને માણસનું શત્રુ થકી રક્ષણ કરવામાં મોઢામા લીધેલું તણખલું-તરણું મદદગાર થાય છે જ્યારે ઉત્તમ મનુષ્ય જન્મ પામ્યા છતાં પરનું રક્ષણ નહિ કરનાર મનુષ્ય ઓળા, રાખ અને તણખલા કરતા પણ હલકી કોટીનો ગણાય. પરોપકાર નહિ કરનાર મનુષ્ય પૃથ્વીને ભારભૂત ગણાય. સ્વાર્થી મનુષ્યો તો જગતમા સંખ્યાબંધ હોય છે પરંતુ પર ઉપકાર કરનાર ઉત્તમ પુરુષો તો વિરલાજ હોય છે પરોપકાર કરનાર પુરુષ ચંદ્ર સૂર્ય વૃક્ષ અને વૃષ્ટિની પેઠે કોઈના રોક્યા રોકાતા નથી. માટે આ પ્રમાણે જે પોતાના સો કામ છોડીને પણ વગર વિલંબે ઉત્સાહથી પર ઉપકાર કરે છે તે ખાસ માણસાઈવાળો ગણાય છે એ નીતિમાર્ગાનુસારીનો તેત્રીસમો ગુણ સમજવો.

---

# બોલ ચોત્રીશમો

## કામ ક્રોધ આદિ છ આંતર શત્રુઓને જીતવા

*અંતરંગ છ શત્રુ કરવા દૂર જી*

શત્રુ બે પ્રકારના છે બાહ્ય અને અભ્યંતર. બાહ્ય શત્રુ ત્રણ પ્રકારના છે જાતિ વેરી પૂર્વ ભવ વેરી અને આ ભવ વેરી. જાતિ વેરી ઉંદર ને બિલાડી, સાપ ને નોળીયા, સિંહ ને બકરા વિગેરે.

પૂર્વ જન્મમાં કોઈ જીવે કોઈ જીવને મારેલ હોય અગર તેની સાથે કોઈ પણ કારણે વિરોધ કરેલ હોય જેથી પરસ્પર એક બીજા સાથે આંટીઘૂંટી રહી જવાથી બીજા ભવમાં તે વૈરભાવ ઉદયમાં આવતાં, એકબીજાને મળવાનો પ્રસંગ આવે ત્યારે એક બીજાની આંખો એક બીજાને જોતાં લડે કે ક્રોધ ઉત્પન્ન થાય તે પૂર્વ વેરી

આ ભવનો વેરી ખાન પાન, ઠામ-વાસણ, કપડાલત્તા કામકાજ, લેન દેન, ધન-ધાન્ય, સ્ત્રી પુત્રાદિ કુટુંબ તથા દાના વિગેરે કારણે પોતાને અણગમતું થયું કે ગુસ્સો ચડી જાય અભિમાનના ચક ચડે અને ગાળો વરસાવે કે મારફાડ કર, એટલે દુશ્મનાઈ ઉભી થાય. ધીરે ધીરે મન કાયા કે વેર વધતુ જાય એકબીજાના પડછાયા કાપે દુનિયાદારીના વિવિધ પ્રસંગોમા વિઘ્ન ઉભા કર, કજીયા કલેશ કુસંપ જગાડે પૈસા અને શરીરને હાની પહોચાડે ઈજ્જત ઘટાડવાના ઉપાયો શોધે અને ખૂના મરકી જેવી લડાઇયો જાગે આ બધા પ્રભાવ આ ભવમા ઉત્પન્ન કરેલા બાહ્ય શત્રુઓનો છે

કોઈ સાથે બાહ્ય શત્રુતા કરવી એ સજ્જનતા નથી જેમ બને તેમ સર્વ પ્રાણિઓ સાથ એક ચિત્તવાળા બની નિર્મળ હૃદયથી મૈત્રી, મિત્રતા રાખવી એ સજ્જન પુરુષનું લક્ષણ છે જેમ જેમ મિત્રતા વધે છે તેમ તેમ દેશ જાતિ કે ધર્મનો ઉદય થાય છે બાહ્ય શત્રુતાના અભાવે આ સંસાર સ્વર્ગ રૂપ બને

## અભ્યંતર શત્રુઓ

આ રીતે જાતિ વેર પૂર્વભવ વેરી અને આ ભવ વેરી એ ત્રણ પ્રકારના બાહ્ય [શરીરથી બહારના] શત્રુઓ એક એક જીવને અનેક હોય છે એ બધા પ્રભાવ અભ્યંતર શત્રુઓનો છે અભ્યંતર શરીર કે આત્મામા રહેલા મોટા દુશ્મનો છ છે ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષ વ્યવહાર અને પરમાર્થ એ બંને માર્ગમા જીવોને નુકશાન કરનાર આ છ પ્રકારની મનની વૃત્તિઓ પરિણતિઓને શત્રુ તરીકે જાણવામા આવી છે એ છ શત્રુઓ અંતરની વિચારદ્રષ્ટિથી યા જ્ઞાનદ્રષ્ટિથી ઓળખી શકાય છે આ છ શત્રુઓ જગતના છદ્મસ્થ પ્રાણીમાત્રની પાછળ પડેલા છે

એ અંતરના શત્રુઓજ બહારના શત્રુઓને ઉત્પન્ન કરે છે બહારના શત્રુઓને મનુષ્ય ઓળખે છે તેની સાથે લડે છે વેરની પરંપરા વધારે છે અને નિકાચિત-ચિકણા કર્મ બાંધીને અનેક પ્રકારના દુઃખને આમંત્રણ આપે છે…

મેળવ છે પર તુ અતરના શત્રુઓને ઓળખનાર વિરલાજ હોય છે ઓળખવા છતાં ત   કર નાને વશ નહિ થનારા તમને જીતનાર તો કોઈ આત્માર્થી જીવ ભાગ્યેજ મળી શકે જ્યા સુધી અંતરના દુશ્મનોને મનુષ્ય દબાવવો વશ કરતા નથી ત્યા સુધી માણસાઇ આવી શકતી નથી માણસાઈ વગરના માણસની કિંમત શી?

લોભ એ સ [ પાપોનો બાપ છે લોભ હોય ત્યાં સ્વાર્થીપણું અવશ્ય હોય. સ્વાર્થમા અધ બનેલા આત્મા પોતાનો સ્વાર્થ સાધવા હિંસા, અસત્ય, ચોરી વગેરે દુષ્ટ કર્મો કરતો ડરતો નથી બીજાને છેતરે છે માયા-કપટ કરે છે બીજાની ચડતી ખમી શકતો નથી પોતાના સ્વાર્થને આડે આવનાર ઉપર ક્રોધ કરે છે અભિમાનના આવેશમા આવી ન કરવા [ કરે છે ગમતી વસ્તુમા [સ્ત્રી પુત્ર તન-ધન વિગેરે મા] રાગાધ [કામરાગ, મોહરાગ કે દ્રષ્ટિરાગ વિગેરે મા દ્રષ્ટી રાખે આંધળો] બની જાય છે જેને લઈને વિવેક વગરનો બની અનેક અનર્થ પાપના કામ કરે છે અને અણગમતી વસ્તુ ઉપર ઈર્ષા દ્વેષ ઉ પ ન થાય છે રાગ-દ્વેષ એ કર્મના બીજ છે રાગ દ્વેષ વડી ચાર કષાયો ક્રોધ મ ન, માયા ને લોભ ઉત્પન્ન થાય છે

અભ્યંતર ૭ શત્રુઓ બીજી રીતે આ પ્રમાણે છે કામ, ક્રોધ લોભ, માન, મ   અને હર્ષ

## કામ

કામ એટલે વિષ [ વૃત્તિ પરસ્ત્રીનો સ [થા ત્યાગ કરવો પોતાની સ્ત્રી સાથે પણ જેમ રોગી માણસને ઔષધ ખાવાની જરૂર પડે છે તેમ ઋતુસ્નાન પછી ફક્ત ચિત્તની આતુરતા ટાળવા ઉપરાંત વિષય સેવવો નહિ ભાવના તો સ [થા બ્રહ્મચર્ય પાળવાનીજ રાખવી સ્વાન-વૃત્તિ [નિર તર દરરોજ વિષય સેવવાની વૃત્તિ] ન રાખવી. એક રાત્રિમા ઘણી વખત સ્ત્રી સંગ કરવો એ ઉત્તમ પુરુષો [ લખાય નથી

નિત્ય વિષય સેવવાથી પોતાનું તથા સ્ત્રીનું શરીર નિર્બળ બનતું જાય. ક્ષય, ભગંદર પાંડુ વિગેરે રોગો લાગુ પડે છે. પોતાને અને કુટુંબીઓને ચિંતા અને ઉપાધિઓ જાગે છે. જીવન અકારું થઈ પડે છે. દિવસે વિષય સેવવા એ સૃષ્ટિ યા નીતિ વિરુદ્ધ છે. અતિ આસક્તિ રાખવાથી સ્ત્રીના વિરહ સમયે પરસ્ત્રી સેવવાની ભાવના થઈ જાય. પરસ્ત્રીનો સમાગમ કરતાં દુનિયામાં લઘુતા થાય. પરસ્ત્રી લંપટ બનેલા રાવણ, પદ્મોત્તર વિગેરે આજ લગી વગોવાય. કોઈ વિશ્વાસ કરે નહિ. રાજા જાણે તો દંડ કરે અને આવતા ભવમાં નરકનાં દુઃખો ભોગવવાં પડે. માટે જેમ બને તેમ કામવાસના-વિષય સેવવાની ઈચ્છાને કાબૂમાં રાખવી-રોકવી.

અતિ વિષયવાસના વડે વિવેકાદિ ગુણોનો નાશ થાય છે. કામરૂપ અગ્નિ હૃદયમાં પ્રજ્વલિત થતાં જ મોટાઈ, પંડિતાઈ, કુલીનતા, ડહાપણ અને વિવેકાદિ ગુણો બળી જાય છે—નાશ પામે છે. આંધળો માણસ સામે રહેલી વસ્તુ જોઈ શકતો નથી, જ્યારે કામાંધ માણસ તેથી પણ વધારે આંધળો છે. ખોટી વસ્તુને સાચી માનીને સેવે છે. લંપટ બનેલા અનેક સ્ત્રી પુરુષો પૂર્વ કાળે દુઃખી થયા છે, વર્તમાન કાળે થાય છે અને ભવિષ્યમાં દુઃખી થશે.

## ક્રોધ

પોતાનું ધાર્યું ન થાય, 'હા'ની ના થાય, કોઈ કંઈ વસ્તુ ખોઈ નાખે, ખાઈ જાય, બગાડી નાખે, ફોડી તોડી નાખે કે અણગમતું કંઈ પણ થાય તો ગુસ્સો કરવો તે ક્રોધ. એ ક્રોધને સહનશીલતા વડે દૂર કરવો. કોઈ કારણ બની જાય તો ક્રોધ કરવાથી કંઈ સુધરતું નથી.

ક્રોધ પંચ અવગુન કરે તજે પ્રીત ઔર અન્ન,
કર્મબંધ લોહી બળે, ચૂકે સત્ય વચન.'

આવા અનેક અનર્થો ક્રોધ કરનારને થાય છે. ક્રોધ વિનયનો નાશ કરે છે. મિત્રાઈ તોડાવે છે. સંતાપ કરે છે. અસત્ય બોલાવે છે. ક્લેશ કરાવે

છે કીર્તિનો નાશ કરે છે અસદ્‌ગતિ આપે છે અને પુણ્યરૂપ પૂંજીને ખલાસ કરી નાખે છે ક્રોડ પૂર્વનુ કરેલુ તપ એક ક્ષણવારના કરેલા ક્રોધથી નિષ્ફળ બને છે અફીણનુ હળાહળ ઝેર એકજ વખત મરણ નિપજાવે છે પણ ક્રોધ રૂપી ઝેર આ જન્મમા વેરઝેર કરાવી અહિત કરવાની સાથે અનંત જન્મ-મરણ કરાવે છે

વૈદકના નિયમ પ્રમાણે ક્રોધના આવેશથી લોહી તપી જાય છે જેથી લોહીમા વિકાર થવા પામે અને તાવ વિગેરે રોગો પ્રગટ થાય છે સર્વને પ્રત્યક્ષ અનુભવ હોય છે કે જ્યારે ક્રોધનો આવેશ આવે છે ત્યારે આખુ શરીર ધ્રુજી ઉઠે છે ચહેરો લાલચોળ બની જાય છે અને હૃદયમા એક મ આઘાત થાય છે એ વખતે બોલવા ચાલવા કે વિચારવાનુ કશુ ભાન રહેતુ નથી કોઈ વખતે લોહી મગજમા ચઢી જવાથી પ્રાણઘાતક હાર્ટફેલ થવાનો વખત આવી જાય છે

માટે કદાચ અનીતિ કે અકાર્ય કરનાર વ્યક્તિને સ માર્ગે ચલાવવા તેના હિતની ખાતર ક્રોધ કરવાની જરૂર પડે તો પણ તે ક્રોધ પોતાના આત્મામા ઉંડી અસર થવા ન પામે તેવા કૃત્રિમરૂપે કરવો કે જેથી પોતાને કે સામાને નુકશાન ન થાય કિંતુ લાભ થાય સ્વાર્થમા રાચેલા ગૃહસ્થો, સત્તાધારી રાજ-મહારાજા કે ખુદ ત્યાગીઓ સુધા પોતાનુ કાર્ય સાધવા સામા માણસને ક્રોધ થવાના કારણો ઉભા કરે છે તેવે વખતે ખાસ ક્ષમા રાખવાની જરૂર છે માટે સુખના ઈચ્છક પુરૂષે ક્રોધ ટાળી ક્ષમા, સહનશીલતા, સમતા અને સમભાવ ધારણ કરવા જોઈએ

## માન

માન—અભિમાન રાખનાર માણસ અભિમાની ગણાય છે માન દશા વાળો માણસ બાવળના ઠુંઠા જેવો અક્કડ હોય છે તેનામા વિનય-નમ્રતા, સરળતા, કોમળતા વિગેરે ગુણોનો અભાવ હોય છે અભિમાની માણસ ગમે તેવુ લોકવિરૂદ્ધ કાર્ય કરતા ડરતો નથી. મને કોણ કહેનાર કે પૂછનાર છે" એવો અહંકાર રાખે છે હિતેચ્છુ મનુષ્યના હિતકર વચનોને ગણકારતો નથી 'મારૂ તે સાચુ' માને છે પરંતુ 'સાચુ તે મારૂ' ન માનવાથી દુરાગ્રહી હોય છે

અભિમાની માણસ ગમે તે રીતે પ્રપંચ કરીને પોતાનું વચન મનાવવા પ્રયત્ન કરે છે. લાલચથી બીજાને પોતાને વશ કરી પોતાનો કક્કો ખરો કરે છે. પોતાના મનમાં શાસ્ત્ર સંબંધી કાંઈ પણ શંકા હોય તો પણ માનભંગના ભયથી કોઈને પૂછી શકતો નથી. ગુરૂ કે વડીલોનો વિનય કરી શકતો નથી. તેમણે કરેલા ઉપકારને ભૂલી જાય છે. દુનિયામાં વગોવાય-નિંદાય છે. વિનય ન હોવાથી વિદ્યા કે જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી. તો પછી ત્યાગ-તપ વિગેરે શુદ્ધ યથાર્થ ધર્મક્રિયાનું આચરણ તો કરીજ ક્યાંથી શકે? માટે વિશેષ સમ્યગ્જ્ઞાન મેળવી આવા માનને આત્મહિતેચ્છુએ તજીને વિનય-નમ્રતાવાળા બનવું જોઈએ.

## ૫૬

માન અને મદ કેટલીક રીતે સમાન છે છતાં વસ્તુ સ્વરૂપ ભિન્ન ભિન્ન છે. અમુક અમુક બાબતોની સર્વમાન્ય ઉત્કૃષ્ટતા પ્રાપ્ત થતાં જે થાય તે મદ અને પોતાની તથા અમુક અંશે બીજાની દ્રષ્ટિએ કોઈ પણ બાબતમાં પોતામાં શ્રેષ્ઠતા માનવી તે માન. દાખલા તરીકે જાતિ, કુળ, બળ, રૂપ, તપ, લાભ, પ્રજ્ઞા-બુદ્ધિ યા શાસ્ત્ર અને ઠકુરાઈ-મોટાઈ શ્રીમંતાઈ વિગેરે બાબતો ઉત્કૃષ્ટ મળતાં માણસ મોહના છાકને લઈને ફુલાઈ જાય તે મદ કહેવાય છે.

જ્યારે કોઈ માણસના મુખથી પોતાની પ્રશંસા સાંભળવાથી પોતામાં મનથી માની લીધેલા ડાપણને લઈ નિર્ભયતા, વાચાળતા અને ઉતાવળને લઈ રાજ્યસત્તાવાળી દરેક વ્યક્તિને પણ જવાબ દેવાની હિંમત હોવાથી તેમજ ગુણ હોય કે ન હોય છતાં કોઈએ વખાણવાથી વિગેરે કારણોથી ફુલાવું-છાતી કાઢીને ચાલવું, પોતાનું ધાર્યું કરવું, ગુરૂ-વડીલોને પણ ન ગણકારવું, તેમનું અપમાન કરવું તે અભિમાન ગણાય છે. અભિમાની માણસ ગમે તેવા ભૂલ ભરેલાં કાર્ય કરે છતાં પોતાની આબરૂ સાચવવાની કે પોતાનો બચાવ કરવાની યુક્તિ છેવટ સુધી પણ કોશિશ કરે છે. માન અને મદ બંને જ્યાં પોતાના સ્વરૂપમાં હોય ત્યાં ત્યાં વિનય કે મર્યાદાનો અભાવ હોય છે.

પોતાની જાતિ બ્રાહ્મણ વિગેરેનો મદ કરનારને બીજા જન્મમાં નીચ જાતિ ચંડાળ વિગેરે પ્રાપ્ત થાય છે. કુળ ઉચ્ચ કુળનો મદ કરનારને નીચ ગોત્રકુળ સાંપડે છે. બળ શરીર સબંધીનો મદ કરનાર નિર્બળ બને છે. રૂપનો મદ કરનાર રૂપ સૌભાગ્ય, સુન્દરતા વગરનો થાય છે. તપશ્ચર્યાનો મદ કરનારનું તપ નિષ્ફળ જાય છે અને બીજા ભવમાં તપ કરવાની શક્તિ મળતી નથી. લાભ અથવા ધન [બો ] જ્યાં હાથ નાંખે ત્યાં ફાવી જાય. કોઇ વાર નિષ્ફળ ન જાય. અવળા પાસા નાખું તો પણ સવળાજ પડે વિગેરે]નો મદ કરનારને કોઈ વખતે એવો ધક્કો લાગે છે કે આગળનું કમાવેલું અને ઘરમાં રહેલું બધું દ્રવ્ય મૂળમાંથી ચાલ્યું જાય છે. નિર્ધન બની જાય છે. પછી ઘરમથી માથું ઉંચુ કરીને ફરવું ભારે પડે છે.

પ્રજ્ઞા-બુદ્ધિ કે વિદ્યાનો મદ કરનાર પોતાથી અધિક વિદ્વાન માણસને માન-આદરસત્કાર આપી શકતો નથી. પરંતુ તેનું અપમાન-અનાદર કરે છે. પોતે વિશેષ જ્ઞાન મેળવી શકતો નથી. ગર્વિષ્ઠ હોવાથી શંકા પડવા છતાં તે બીજાને પૂછી શકતો નથી. એમ ધીમે ધીમે પોતાની વિદ્યા કે જ્ઞાન ખોઈ બેસે છે અને આવતા ભવમાં નિરક્ષર-અજ્ઞાની-બુદ્ધિ વગરનો ઢોર બને છે.

ઠકુરાઇ, મોટાઈ શ્રીમંતાઈ કે સત્તાનો મદ કરનાર અનીતિના માર્ગે ચડી આ ભવ કે પર ભવમાં દરિદ્રી, દીન દુઃખી કે નિરાધાર બને છે. આવું સમજી કઈ વસ્તુનો મદ જન કરવો?, શા માટે મદ કરવો? મદ કોનો ટકી રહ્યો છે? રાવણ જેવા શક્તિમાન રાજાઓ મદ કરવાથી મરણને શરણ થયા તો અલ્પ શક્તિવાળા પામર જીવોનો ગર્વ ક્યાં સુધી ટકવાનો છે? તેનો વિચાર કરી વિવેકી માણસે આઠે પ્રકારના મદથી દૂર રહેવું જોઈએ.

## લોભ

જરૂરીયાત ઉપરાંત સંગ્રહ કરવાની વૃત્તિ તે લોભ. દાન દેવા-યોગ્ય મનુષ્યોને દાન ન આપવું અને વગર કારણે ધનનો સંચય કરવા તૈયાર થવું તે લોભ કહેવાય છે. પોતાની પાસે પોતાની જીંદગીની જરૂરિયાતથી પણ

અધિક સંપત્તિ હોવા છતાં જરૂરિયાતવાળા જીવોને દ્રવ્યની ડાં ઈ પણ પ્રકારની મદદ ન આપવાથી કે પુણ્ય નિમિત્તે યોગ્ય જીવોને જે માણસ કંઈ પણ આપતા નથી તે લોભી જણાય છે.

ઇચ્છાઓ મેની પૂરી થઈ છે? ધનના પોટલા બાંધી પરભવમાં સાથે કોણ લઈ ગયા છે?, મરતા માણસને બચાવવાને તે ધન કોને ઉપયોગી થયું છે? વિવેક વિચાર લોભી માણસને આવતો નથી. દ્રવ્યના નાશ થવાના ભયથી મિત્રથી દૂર રહે છે. લોભી માણસ ધર્મ કાર્યમાં ભાગ લેતા નથી. જ્ઞાતિ સેવા કે દેશ સેવાના ભયથી પણ દૂર જ રહે છે.

લોભી માણસની ચિત્તવૃત્તિ હંમેશા ધન કે કીંમતી વસ્તુ મેળવવાની અને મેળવેલાનું રક્ષણ કરવાની ફિકરમાં ફર્યા કરે છે. તેને કોઈ પણ પ્રકારે સંતોષ વળતો નથી. કહ્યું છે કે

જો દશવીશ પચાસ ભયે
શત હોય હજાર તો લાખ મગેગી
કોટી અરબ ખરબ મિલે ફિર,
ધરાપતિ હોનેકી ચાહ જગેગી
સ્વર્ગ મૃત્યુ પાતાલકા રાજ્ય
કરી તૃષ્ણા અતિ આગ લગેગી
સુંદર એક સંતોષ બિન
શઠ! તેરી તો ભૂખ કભુ ન ભગેગી

ઈચ્છા અનંતી છે તેટલી સામગ્રી એક જીવને મળી શકતી નથી. લોભને થોભ હોય જ નહિ.

લોભે લક્ષણ જાય એ કહેવત પ્રમાણે પેટમાં પૂરૂં ખાય નહિ. સડેલું બગડેલું કે સસ્તું લઈને ખાય. કપડાં સારાં પહેરે નહિ. ફાટ્યાં તૂટેલાં કે અનેક થીગડાં વાળાં પહેરે. કોઈને વાપરવા પણ ચખાડે નહિ. દેવું ને મરવું સરખું સમજે. ધન માટે ટાઢ તડકા, ભૂખ, તરસ, કષ્ટ, પારકી ગુલામી અને

કુટુંબીના વિયાન વિગેર સહન કર છતાં તપ ધ્યાન વિગ ધર્માનુષ્ઠાન કરવાની ભાવના ન થાય

જાતિ લોભ એ પાપનું મૂળ છે લોભને વશ થઇ ન કરવાના કામ હિંસા જૂઠ્ઠ કપટ ચોરી જુગાર વ્યભિચાર વિગેર કર છે આ લોકમાં નિંદાને પાત્ર બને છે અને પરભવમાં પણ દુર્ગતિના દુખ ભોગવવા પડે છે માટે પૌદ્ગલિક સુખના સાધનોમાં સંતોષ ધારણ કરવાની જરૂર છે પરંતુ સ્વપરને હિત કારી કાર્યોમાં વિશેષ અભિલાષા રાખવી એ અસંતોષ યા લોભ ન કહી શકાય

જેમ બને તેમ થોડા સાધનથી જીવનનિર્વાહ કરવા તરફ કાળજી રાખવી એ પ્રત્યેક માનવીની ફરજ છે પરંતુ નિરૂદ્યમી બની પારકા વૈભવ ઉપર તાકી રહેવા એ સંતોષવૃત્તિ ન કહેવાય. માટે નીતિપૂર્વક કોઈની આજીવિકાને ધક્કો ન લાગે તે રીતે ઉદ્યમ કરતા પૂર્વ કર્મના [પુણ્યના] યોગે જે મળે તેમાં સંતોષ રાખવો વળી ભાગ્ય વિના કે ઝંખના કરવાથી કંઈ અધિક મળી જતું નથી એમ સમજી સંતોષ ધારણ કરવા સંતોષથીજ લોભ જીતાય છે

૭૫

કોઈપણ પૌદ્ગલિક સુખના લાભાર્થે પ્રસંગે અજ્ઞાની માણસો અત્યંત રૌદ્ર ધ્યાન કર છે કોઈ પણ માણસ બૂરી હાલતમાં આવી પડ્યો હોય તથા પોતાનો દુશ્મન દુઃખી થયો કે મરણ પામ્યો જુએ યા સાંભળે અથવા વગર મારે બીજાને દુઃખ ઉપજાવી જુગાર રમી શિકાર કરી કે વેશ્યાગમન વિગેર વ્યસનો સેવીને રાજી થવું મલકાવું તે પણ રૌદ્ર ધ્યાન છે મલીન વાસનાના સંસ્કારવાળા અને રૌદ્ર પરિણામવાળા નિર્દય જીવોજ બીજાને દુઃખી કરીને હર્ષ પામે છે એ રૌદ્ર ધ્યાનનું પરિણામ છે

કેટલાક માણસ જેમ માખીઓથી કંટાળીને સૂર્યનો અસ્ત થવાની રાહ જુવે છે તેમ નીચ મનુષ્યો પોતાના સ્વલ્પ સ્વાર્થની ખાતર મહાન પુરૂષોને પણ વિપત્તિમાં ઘેરાયેલા જોવાને ઈચ્છે છે મનુષ્યોના કર્તવ્યો ઉપરથી ઉત્તમ મધ્યમ અને અધમપણાનો નિર્ણય કરી શકાય છે

## શોક

શોક એટલે ખેદ, ગ્લાનિ અરતિ કે ચિંતા. કોઈ વસ્તુ [જેના ઉપર અતિશય મોહ હોય તે] ધન ધામ ઠામ વસ્ત્ર વિગેરે ખોવાઈ જાય ભાંગી તૂટી જાય, કોઈ ઉપાડી જાય, કોઈ વ્હાલા સગા સંબંધીનું મરણ કે પરદેશગમન થાય; પોતાના કે સંબંધીના શરીરે રોગાદિ કે વ્યાધિ થાય, કે કોઈ દુશ્મન કનડગત કરતો હોય ત્યારે ચિંતા, શોક ગ્લાનિ, ખેદ, અરતિ કે આર્ત્તધ્યાન થાય છે અને એ રીતે જીવ કર્મબંધન કરે છે

પરંતુ વિવેકી માણસે તેવા પ્રસંગે વિચાર કરવો કે ચિંતા કરવાથી કાંઈ પણ કામ થતું નથી. ચિંતા કરવાથી ભાંગી ગયેલી જતી રહેલી કે બગડી ગયેલી વસ્તુ પાછી આવતી નથી કે સુધરતી નથી મરણ પામેલ કે પરદેશ ગયેલ સંબંધીનો વિયોગ ચિંતા કરવાથી ટળતો નથી. ચિંતા કરવાથી રોગાદિ કે વ્યાધિ મટતો નથી અને ચિંતા કરવાથી દુશ્મન ચાલ્યો જતો નથી એ બધામાં બનતી કોશીષ કરવા છતા જો ધાર્યું ન જ થાય તો ચિંતા ન કરતા સંતોષ ધારણ કરવો કારણ કે ભાવી ભાવ ટાળવાને કોઈ પણ સમર્થ નથી

ઉપરોકત વર્ણવેલા અંતરંગ છ શત્રુઓ આ માનવને અવળે રસ્તે દોરી કર્મબંધન કરાવી દુર્ગતિમાં ધકેલે છે આજ ભવમાં દુઃખકર્તા એવા બાહ્ય શત્રુઓ તો કોઈ વખતે શત્રુમટીને મિત્ર પણ બની જાય છે તેમજ જીતવા સહેલા છે પરંતુ અંતરના શત્રુઓ કામ, ક્રોધાદિ કે તેમના કરતા ઘણાજ બળવાન છે અને જે મોત સુધી સાથ રહી વિવિધ દુઃખસંતાપ ઉપજાવે છે

આ શત્રુઓને જીતવાથી મૈત્રીભાવના વિશ્વપ્રેમ પ્રગટે છે અને સર્વ પ્રાણિઓ સાથે મિત્રતા વધારવી એ મનુષ્ય જીવનની સાર્થકતા છે એ મૈત્રીભાવનાથી જગતમાં કોઈ બાહ્ય દુશ્મન રહેવા ન પામે, તેમજ હિંસક પ્રાણિઓ પણ મિત્રતાને ભજે છે-શાંત થઈ જાય છે માટે મોક્ષ સુખ ઈચ્છક-આત્મિક સુખ ઈચ્છક માણસે બાહ્ય શત્રુઓ ઉત્પન્ન કરનાર એ અંતરંગ છ શત્રુઓને દૂર કરવા સતત પ્રયત્નશીલ બનવું જોઈએ. એ નીતિ માર્ગાનુસારીનો ૩૪ મો ગુણ કહ્યો

# બોલ પાત્રીશમો

## ઇન્દ્રિયોને વશ રાખવી

*વિજય મેળવો ઇન્દ્રિય ઉપર સદા*

ઈન્દ્રિયો ઉપર વિજય મેળવનાર માણસાઈવાળો ગણાય. પાચ ઈન્દ્રિયો સાથે મન પણ વશ કરવું જોઈએ. મનને વશ કરે તે પાંચ ઈન્દ્રિયોને વશ કરી શકે

### શ્રોત્રેદ્રિય

પાચ ઈન્દ્રિયોમાં પ્રથમ શ્રોત્રેન્દ્રિય કાન. કાન શા માટે છે અને તેનાથી શું કરવાનું છે? કાન સાભળવા માટે છે દુનિયામાં સાભળવાનું પણ ઘણુ છે કાનથી ગાળો સંભળાય, પોતાની કે પારકાની નિંદા સભળાય, કજીઓ સંભળાય, વિકથાઓ અને ગપ્પા પણ સભળાય. તેમજ વ્યાખ્યાન સભળાય, સારી શિખામણ સંભળાય અને પ્રભુ ગુરૂ તથા સારા-ઉત્તમ પુરૂષોના ગુણગાન પણ સંભળાય.

શું સાંભળવું અને કેવું સાંભળવું? જે સાંભળવાથી દિલને સંતોષ થાય, આત્મામાં રહેલા અવગુણો જણાય, સન્માર્ગે ચલાય, કર્મ બંધન ન થાય અને રાગદ્વેષ ઘટે તેવું સાંભળવું. કદાચ આત્માને અશાંતિ થાય તેવું સાંભળવાનો પ્રસંગ આવે તો કાન બંધ કરી દેવા અગર ત્યાંથી ચાલ્યા જવું પરંતુ તેવા શબ્દો લક્ષમાં ન રાખવા. રાગદ્વેષને દબાવી બોલનારની અજ્ઞાનતા જાણી સમભાવ રાખવો. રાગરંગ સાંભળવાના રસીયા ન થવું કારણ કે તેથી મૃગલાની પેઠે પાયમાલી થાય છે.

## ચક્ષુરિન્દ્રિય

ચક્ષુરિન્દ્રિય-આંખ. આંખથી જોઈ શકાય છે. સાધુપુરુષોના દર્શન કરી શકાય છે. જીવદયા પાળી શકાય છે. સારા નીતિ કે ધર્મના પુસ્તકોના અભ્યાસ તથા વાચન કરી આત્માને સન્માર્ગે ચલાવી શકાય છે અને આંખ દ્વારા આત્માની મુક્તિ પણ થાય છે. બીજી રીતે એ આંખો દુર્ગતિનું કારણ પણ બને છે.

નાટક ચેટક જોવાથી, સ્ત્રીઓને વિષય બુદ્ધિએ નિરખવાથી, ગુન્હેગારને અપાતી ફાંસી શૂળી વિગેરે જોવાથી, ક્રૂર માણસો વડે કરાતી પંચેન્દ્રિય જીવોની ઘાત જોવાથી, કજીયા-યુદ્ધ વિગેરે જોવાથી અને મનુષ્ય કે પશુઓથી સેવાતી વિષય ક્રીડા જોવાથી આત્મા ઉન્માર્ગે દોરાય છે. કર્મબંધન થાય છે. વેર વિરોધ વધે છે. ચિત્ત વગડોગે ચઢે છે અને છેવટ દુર્ગતિને વરે છે.

આંખ એ જ્ઞાની છે. માણસને જોઈને તેના સારા-નરસા લક્ષણો જાણી શકે છે. શત્રુ-મિત્રને ઓળખી શકે છે. પૂર્વભવના સબંધીને [જે આ ભવમાં તદ્દન અપરિચિત હોય તેને] જોતા અત્યંત પ્રેમ જાગે છે અને પૂર્વભવના દુશ્મનને જોતા તેના ઉપર ક્રોધ આવે છે. તેમજ તેને જોવું પણ ગમતું નથી. આમ જોવાથી સદ્ગુણ અને દુર્ગુણ બંને વધે છે. માટે ડાહ્યા માણસે સદ્ગુણ વધે તેવી રીતે આંખનો સદુપયોગ કરવો, પણ પતંગીયાની પેઠે દુરુપયો-

## ઘ્રાણેન્દ્રિય

ઘ્રાણેન્દ્રિય નાક દુનિયામા સુગંધી અને દુર્ગંધી એવા બે જાતના પદાર્થો છે સુગંધી પદાર્થો ચિત્તને ગમે છે જ્યારે દુર્ગંધી પદાર્થો નરક અણગમો [દુગંછા] ઉપજે છે સુગંધ જાણવાનુ કે દુર્ગંધ જાણવાનુ કામ નાકનું છે સુગંધ કે દુર્ગંધ એ પુદ્ગલોનુ પરિણામ [સ્વભાવ] છે સુગંધી પદાર્થ દુર્ગંધી બને છે અને દુર્ગંધી એ સુગંધી બની શકે છે સુગંધી અને સરસ ભોજન પણ ગળા હેઠે ઉતર્યું એટલે [ખાતા માખી આવી જાય અને વમન થતાં બાકીનુ પાછુ નીકળે એટલે] તે દુર્ગંધી અને ન જોવાલાયક બની જાય છે

કુલિગોટ ભાઈનુ પાણી દુર્ગંધી અને ન પીવા યોગ્ય હતુ છતા સુબુદ્ધિ પ્રધાને તેને સુગંધી અને સરસ પીવા યોગ્ય મિષ્ટ બનાવેલુ હતું આમ સુગંધી અને દુર્ગંધી એવા પુદ્ગલોનું સ્વરુપ જાણી ડાહ્યા માણસે સુગંધી કે દુર્ગંધી પદાર્થ ઉપર રાગ કે દ્વેષ ન કરવો. શ્રીકૃષ્ણે જેમ ગંધાતા કુતરાના મડદાને જોઈ દુગંછા ન કરતા ઉલટો તેની બત્રીશીને વખાણવા રુપ ગુણ લીધો તેમ આપણે પણ ગુણી થવું જોઈએ

સુગંધમા આસકત થનારની દશા ભમરા અને સર્પની પઠ બૂરી થાય છે બીજો અર્થ લઇએ તો સુગંધ એટલે સુવાસ યાને યશ કીર્તિ અને દુર્ગંધ એટલે કુવાસ યાને અપકીર્તિ થાય. જેમ દુનિયામા સુવાસ-યશ કીર્તિ થાય તેવી રીતે વર્તનુ એ વિવેકી પુરુષોનો સ્વભાવ છે અને કુવાસના-અપકીર્તિ થાય તેવી રીત વર્તવું એ અવિવેકી મૂર્ખ માણસોનુ લક્ષણ છે માટે સુવાસ અને કુવાસનુ સ્વરુપ સમજીને જે શ્રેય લાગે તે માર્ગે ચાલવુ

## રસેન્દ્રિય

રસેન્દ્રિય જીભ. જીભના બે કામ છે સ્વાદ લેવો અને વચન બોલવુ પાચે ઇન્દ્રિયોમા જીભને જોખમ ઘણુ છે તેમજ જોખમદારી પણ ઘણીજ છે બત્રીશ દાતની મજબુત ચોકી-ચોકી સ્થાને બે કામ સંભાળવાની કાળજી

રાખવી પડે છે ખાવામાં સંભાળ ન રાખે તો આખા શરીરને રાગાદિક પીડાનું કારણ બને. બોલવામાં વિવેક ન રહે તો માર ખવરાવે. કજીયા, ક્લેશ, કુસંપ, વેર વિરોધ અને કર્મ-બંધન કરાવે

આ જીભને ખાવા પીવા અને બોલવામા વશ ન કરવાથી-ન રાખવાથી મરણને શરણ પણ કરાવે રસના સ્વાદમાં રસિયા બનેલ માછલાંની જુઓ કેવી દશા થાય છે? એવુ સમજી બોલવામા હિતકર નમ્ર અને વિચારપૂર્વક કાર્ય પૂરતાજ વચનો કહેવાથી જીભ ઉપર કાબુ મેળવાય છે અને ખાવામાં ખાવા માટે જીવનુ નથી પણ જીવવા માટે ખાવાનું છે એમ સમજી સાચો ભૂખ કરતા ઓછો અને નિયમિત ખોરાક લેવાથી દ્રવ્યે અને ભાવે લાભ થાય છે રસગૃદ્ધિપણું વધતુ નથી અને કર્મબંધન પણ ન થાય. આનુ સ્વરુપ સમજી ડહ્યા માણસે જીભ ઉપર ખાવા અને બોલવામા કાબુ રાખવો.

બે કે ત્રણ વખત જમવા ઉપરાંત વચ્ચમા કંઈ પણ ખાવાની ટેવ ન રાખવી ગમે તેમ ફરતા ફરતા જે આવે તે ખવુ એ તો જનાવરની રીત છે ખાવાયોગ્ય અને પાચન થાય તેનું જરૂરિયાત પૂરતું નિયમિત ખાવાથી પાચન બરાબર થાય અને રોગાદિ ઉપાધિ ન થાય. દવાઓના ખર્ચા ન કરવા પડે અને શાંતિ રહે

કોઇ પણ વખતે મોઢામાંથી દુષ્ટ વચન-ગાળગાળ ન કઢાવા. અને સહુને પ્રિયપણું ઉપજે તેવુ બોલવુ અસત્ય બોલવાની મશ્કરીમાં પણ ટેવ ન રાખવી "હું આમ કરીશ તેમ કરીશ અમુક સ્થળે જઈશ" વિગેરે નિશ્ચય કારી ભાષા પણ ન બોલવી શુ કરવું કે શું થવું? એ છદ્મસ્થ ન જાણી શકે ત્રિકાળ જ્ઞાની અથવા વચનસિદ્ધિ પુરૂષનુંજ વચન પળી શકે માટે જીભ ઉપર બોલવા તથા ખાવાપીવામા બહુજ સાવધાનતા રાખવી

## સ્પર્શેન્દ્રિય

સ્પર્શેન્દ્રિય-શરીર સ્પર્શેન્દ્રિય એટલે ઉપર બતાવેલ ચાર ઈન્દ્રિયો સિવાય શરીરનો ભાગ હાથ, પગ, પેટ, છાતી, માથું વિગેરે શરીર

શરીરથી ટાઢા ઉનાનો, લુખા કે ચીકણાનો, ભારે કે હલકાનો અને ખરબચડા કે સુંવાળા સ્પર્શનો અનુભવ થાય છે હાથ પગ અને માથું એ સારાનરસા કામમાં મદદગાર બને છે જેમ કે હાથથી દાન દેવાય, દયા પાળી શકાય, જીવોને બચાવી શકાય, સારા કામમાં કોઇને મદદ આપી શકાય, કોઇની સેવા ભક્તિ કરી શકાય અને બને હાથ જોડી મસ્તકે ચડાવી સાધુપુરુષોને તથા વડીલ વિગેરે પૂજ્ય પુરુષોને સદ્ભાવે વંદનનમન કરી શકાય છે તેમજ હાથથી હિંસા થાય, ચોરીને મરાય અને દરેક વસ્તુ ઉપાડવા-મૂકવામાં મદદ મળે

પગથી પગલા ભરી સારા યા નરસા કાર્યો કરાય છે ચોરી હિંસા, વ્યભિચાર અને એવા બીજા બુરા કર્મોમાં પગ મદદ કરે છે તેમજ ગુરૂ આદિકના દર્શન કરવામાં, જીવોની દયા પાળવામાં, જીવોને બચાવવામાં અને તેવા બીજા પરોપકારાદિ સત્કાર્યો કરવામાં પણ પગની સહાયતા જોઇએ

માથું પોતાના વૈરીને જોઇને ઢળી જાય, ધન વિગેરેના મદથી અક્કડ બની જાય તેમજ ગુરૂ અને વડિલ પ્રમુખને જોઈને નમે છે આમ શરીરનાં દરેક અંગો કોઈને કોઈ શુભાશુભ કામમાં પ્રવૃત્ત થયા હોય છે એ દરેક અંગોને કયે માર્ગે પ્રવર્તાવવાં? તે સમજુ જને સમજીને જેમ બને તેમ શુભ કાર્યોમાં પ્રવર્તાવવા.

શરીરથી દરેક જીવોની ગુરૂ વડિલ નાના મોટા, સ્ત્રીઓ તેમજ પુરૂષો, પોતાના કે પારકા, મનુષ્ય કે પશુ પક્ષી વિગેરેની અમે ભાવ યોગ્ય સેવા બજાવવી એ મનુષ્યમાત્રની ફરજ છે "કરે સેવા તો મળે મેવા" અથવા "પ્રાણિઓની સેવા એજ મહાવીરની સેવા." દરેક રીતે જેને જેવી જરૂરિયાત હોય તેને તેવી સહાયતા કરવી એ શરીરની શોભા છે અનુકૂળ સ્પર્શના યોગે રાગ અને પ્રતિકૂળ સ્પર્શના યોગે દ્વેષ ન કરતા શારીરિક કષ્ટ પડતા સમભાવ રાખી સહન કરવું કે જેથી પૂર્વે બાંધેલા વૈરાદિક નિમિત્તના કર્મો નાશ પામે અને સુખ મળે

## નોઇન્દ્રિય

નોઇન્દ્રિય મન. પાંચે ઇન્દ્રિયોનો નાયક મન છે મન ઇંદ્રિયોને જે રસ્તે દોરે તે રસ્તે દોરાય છે મન એટલે શબ્દાદિ વિષયો કે કામો તરફ ઇંદ્રિયોને પ્રેરણા કરનાર વૃત્તિ મન એ કર્મ બંધ અને કર્મ મુક્તિનો હેતુ છે એ મન જીતાય તોજ મોક્ષમાર્ગે પ્રગતિ કરી શકાય પણ મનને જીતવુ બહુ મુશ્કેલ છે મન એ પવનવેગી છે ધ્વજા, વાંદરા, હાથીનો કાન અને અશ્વની ગતિ કરતા પણ મન વિશેષ ચપળ છે ધ્વજા, પવન બંધ થાય એટલે સ્થિર થઇ જાય હાથી વાંદરું કે ઘોડા બેભાન બને તોજ તેના સંબંધી ક્રિયા અટકે તેમ મનને આત્મિક હિત-સાધક ક્રિયા-સાધન વડેજ વશ-સ્થિર કરી શકાય

જ્યારે માણસો નફા કે નુકશાનનુ વાર્ષિક સરવૈયુ કાઢતા હોય નાણા ગણતા હોય કોઇ મનપસંદ પુસ્તકનુ વાચન કરતા હોય કે પ્રિય વસ્તુનુ નિરીક્ષણ કરતા હોય તેવે પ્રસંગે ચાલુ ક્રિયામાંજ માણસોનુ મન તલ્લીન બની જાય છે મરણના ભયથી તેલથી ટબોટબ ભરેલા વાટકામાંજ દૃષ્ટિ સ્થિર કરી ચારાશી ચૌટામા અનેક પ્રકારની રચનાઓની વચ્ચેથી પસાર થનાર પ્રધાનનુ મન માત્ર વાટકામાંજ સ્થિર રહ્યુ કારણ કે જો ચિત્ત ચલાયમાન થાય, દૃષ્ટિ અને તેલનુ એક પણ ટીપુ જો નીચે પડે તો બન્ને બાજુ ખુલ્લી તલવાર લઈ ઉભેલા એટલે ડોકુ ઉડી જવાનો ભય હતો આવા પ્રસંગે પણ મન સ્થિર થઇ જાય છે છતા એથી આત્માને કશો લાભ નથી.

## મન કેમ જીતાય ?

૧ જે આત્મા ચાર ગતિ રૂપ સંસારમાં જન્મ જરા મરણાદિક દુઃખો સહે, અનાદિ કાળથી આત્માની સાથે રહેલા દુઃખદાયક કર્મોના સંગથી કંટાળે તથા પૌદ્ગલિક સુખો એ ક્ષણિક આત્મિક ગુણોના ઘાતક અને પરિણામે ઝેર સમાન દુઃખકર્તા છે એમ સમજાય તોજ આવતા કર્મોને અટકાવનાર સંયમ, વ્રત પચ્ચક્ખાણાદિક ત્યાગ વૃત્તિરુપ સંવર ભાવમા પોતાની ચિત્તવૃત્તિને રોકી શકે

૨ વળી જેને પોતાનાં લીધેલાં વ્રત નિયમો ભાગવાનું ખંડિત થવાનો ભય હોય, પ્રભુ અને ગુરૂની આજ્ઞા પાળવાની જેને ધગશ હોય અને જે હમેશા પોતાની ટેક પાળવામાં સાવધાન હોય તેજ પોતાનું મન કબજામાં રાખી શકે

૩ સામાયિક વિગેરે કરાતી ક્રિયાઓ શા માટે અને શી રીતે કરવાની છે? એ કરવાનો હેતુ શો છે? બોલાતા પાઠોના અર્થો શા છે? એનો જે વિચાર કરે તે પોતાનુ મન કબજે રાખી શકે

૪ વાચતો અને સભળાતો ઉપદેશકોના ઉપદેશ છિદ્ર-અન્વેષી ન થતા સાર લઈ જે પોતાના આત્મા ઉપર જ ઉતારે છે તે મનને વશ કરી શકે

૫ લાકડા વિગેરેની માળા બાજોઠ કે પથરા ઉપર ગોળાકારે સ્થાપી તેના ઉપરજ દ્રષ્ટિ રાખી નવકાર ૧૦૮ ગણે તે મનને સ્થિર કરી શકે

૬ જે અનુપૂર્વી ચોપડીમાંથી અનેર મોઢેથી નિત્ય ગણે તે ચિત્ત સ્થિર કરી શકે જે દેવ ગુરૂ કે પોતાને હિતકર, ઉપકારી પ્રિય હોય તેનું નિરંતર ઉઠતા બેસતાં હાલતાં ચાલતા નામ સ્મરણ-રટણ કરે તેનુ મન સ્થિર થાય

૭ જે પોતાની ઈન્દ્રિયોને સન્માર્ગે દોરવે તેનુ મન વશ થાય. પોતાના કાનને સદુપદેશ સાભળવામા, ઉત્તમ પુરૂષોના ગુણગ્રામ સાભળવામા અને આત્મિક હિતશિક્ષા સાભળવા વિગેરમા રોકે આંખને ગુરૂ આદિક સત્પુરૂષોના દર્શન કરવામા, આત્માને હિતકર સદ્ગુણવર્દ્ધક અને પ્રભુની વાણીથી ભરપૂર એવાં શાસ્ત્રો પુસ્તકો વાચવામા ભણવામાં અને જીવ દયા પાળવામાં રોકે

૮ નાસિકાથી સારા નરસા ગંધમા રાગદ્વેષ ન આણતા પુદગલના પરિણામનો વિચાર કરી સમભાવે વિચરે જીભનો ખાવા પીવા અને બોલવામા પરિણામનો વિચાર કરી ખાવા પીવા અને બોલવાનો રસિયો ન થતા જીભને કાબુમા રાખે સ્પર્શેન્દ્રિય શરીરને ગમતા અણગમતા સ્પર્શ વખતે—

છેદન ભેદન તાડના, વધ બંધન દાહ,
પુદગળને પુદગળ કરે, તું તો અપર અગાહ
કે જીવ સાક્ષી આ રહે.

આ ભાવના ભાવે અશુદ્ધ ખોરક પોષાક અને પીવાથી શરીરને ન પોષતાં જીવદયા, સેવાભક્તિ વિગેરે શુભ કાર્યોમાં પ્રવર્ત્તાવે તે પોતાનું મન વશ કરી શકે

૮ ક્રોધ માન, માયા લોભ રાગ અને દ્વેષને સંસાર ભ્રમણના હેતુ જાણી, ક્ષમા, વિનય, સરળતા સંતોષ અને સમભાવથી હઠાવે. પારકી નિંદા એ પુણ્યના ખજાનાને લુંટનાર છે જાણીને ત્યજે અને જે સદા પોતાના આત્માને ઉચ્ચસ્થ લઈ જ મને શાસ્ત્રાભ્યાસ, સ્વાધ્યાય, શાસ્ત્રાર્થ વિગેરેનું ચિંતન કરવાદિક પ્રવૃત્તિમાં વિચરે તે મન વશ કરી શકે

૧૦ વેરઝેર મૂકી કજીયા કલેશ કુસંપ વિગેરે દૂર કરી જે દરેકની સાથે પ્રેમ ભાવથી નમ્રતાથી વિવેકથી અને બંધુભાવથી જીવન ગુજારે તેજ પોતાના મનને વશ કરી શકે છે

૧૧ જો કે સર્વથા તો તેમે ગુણગાવે પહોંચેલા કેવળીઓજ મનને જીતી શકે છે છતાં પણ એ સ્થિતિને ન પહોંચાય ત્યાં સુધી તે કેવળ જ્ઞાન અને કેવળ દર્શનવાળી સ્થિતિને પહોંચી વળવા માટે ઉપયુક્ત સાધનો ગ્રહણ કરી જેટલે અંશે તે પ્રમાણે વર્તી મનને સાધી શકાય તેટલું પણ કામનું છે

એક ભવમાં એકાદ ૧૨ પળ જો મનની સ્થિરતા થાય, આત્મિક લીનતા કે અપૂર્વ આ । ઉદભવથી તો પણ અનંત સંસાર કપાઈ જશે. ઉચ્ચ માર્ગે થોડુ થોડુ પણ નિરંતર ચાલતાં ધારેલ સ્થળે પહોંચી શકાશે દરેક ધાર્મિક કે વ્યાવહારિક ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરતા નિશાન ચૂકવું ન જોઈએ. હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? અહિંજ શા માટે ઉત્પન્ન થયો? આજ જાતિ, વેષ કે સંયોગો શા માટે મળ્યા? કઈ સ્થિતિ તરફ હાલ રહ્યુ છું? અને તે શા માટે? મારી ફરજ શી છે? મારો મિત્ર કે શત્રુ કોણ છે અને તે શા કારણથી? આ વિગેરે બાબતોનો વિચાર કરવો એ પણ મન સ્થિર કરવાનું સાધન છે

જે | મન વશ ન હોય-અસ્થિર હોય તે ઇન્દ્રિયોને વશ ન રાખી શકે ઈંદ્રિયોના પ્રબળ વિકારને વશ થઈ મહા અનર્થ થાય તેવી રીતે ઈંદ્રિયોના

વિષયમાં પ્રવૃત્તિ ન કરવી, તે ઈંદ્રિયવિજય ગૃહસ્થ માટે કહેવાય છે સ્વચ્છંદ પણે ઈન્દ્રિયોને પ્રવર્તવા ન દેવી, વિકારોનો નિરોધ કરવો અમુક મર્યાદામાં ઈન્દ્રિયોના વિકારોને લાવી મૂકવા તે ઇન્દ્રિય નિરોધ છે નહિ રોકવામા આવેલી એક એક ઈન્દ્રિય પણ મહાન અનર્થના માટે થાય છે ઈંદ્રિયોને આધિન થવાથી રાવણની માફક કૂળનો ઘાત થાય છે અધિકારથી પતિત થવાય છે અને પ્રભુનો પણ નાશ થાય છે

ઈન્દ્રિયોને સર્વથા નજ પ્રવર્તાવવી એટલે આંખો બંધ રાખવી કાનમા પૂમડાં ભરાવી દેવા, મોઢું બંધ રાખવું નાકના છિદ્રો બંધ કરી દેવા અને શરીરથી હાલવું ચાલવું બંધ રાખવું તેનું નામ ઈન્દ્રિય વિજય કહેવાય નહિ એમ બનવુંજ અશક્ય છે ઈન્દ્રિયો પાસે આવેલા વિષયોના પદાર્થોને ઇંદ્રિયો લીધા-અનુભવ્યા વિના રહેવાનીજ નથી.

આંખો ખુલ્લી હશે તો પદાર્થો દેખાશેજ કાનથી શબ્દો સાંભળાશેજ નાકથી સુંઘાશેજ જીભથી બોલાશે કે સ્વાદ લેવાશેજ અને શરીર દ્વારા શુભાશુભ સ્પર્શ અનુભવાશેજ ઈત્યાદિક વિષયોનો સંભવ થશેજ પણ તે તે વિષયો મળવાથી તેમા કોઈ અનુકૂળ વિષય મળતાં ખુશી થવું અને પ્રતિકૂળ વિષય મળતા નારાજ થવું ઈત્યાદિક રાગદ્વેષનો ત્યાગ કરવો એટલુંજ મનુષ્યના હાથમાં છે અને તેનેજ ઈંદ્રિયનો જય કર્યો કહેવાય

ઈન્દ્રિયોનો જય કરનાર મનુષ્ય સત્કાર્ય સિદ્ધ કરી શકે છે અને ઈન્દ્રિયોનો જય નહિ કરનાર ઇન્દ્રિયોને આધીન થયેલો મનુષ્ય કોઈપણ ધારેલા ઉત્તમ કાર્યો સિદ્ધ કરી શકતો નથી કારણ કે તે પોતાની શક્તિનો બધો વ્યય ઈંદ્રિયોના વિષયોમાંજ કરે છે તેથી બીજા કાર્યો સિદ્ધ કરવાનું તેનું બળ નાશ પામેલું હોય છે એવો કોઈ પણ વિષય ઇન્દ્રિયોનો બાકી નહિ હોય કે આ જીવે અનેકવાર તે ભોગવ્યો ન હોય

આ જીંદગીમાં જ તેવા વિષયો અનેક વખત ભોગવ્યા છતા તેના તે વિષયો તરફ વારંવાર મન લલચાયા વિના રહેતું નથી, શાંતિ વળતી

નથી, ઈચ્છાઓ ઘટતી નથી અગ્નિમાં જેમ જેમ લાકડાં વધારે નાખીએ તેમ તેમ અગ્નિ વધારે પ્રદીપ્ત થશે અગ્નિ બુઝાવવાનો તે રસ્તો નથી અગ્નિ તો લાકડાં ઓછાં નાખવાથી કે નાખેલા લાકડાં કાઢી નાખવાથીજ શાંત થાય છે તેમ ઈન્દ્રિયોનો વિજય વિષયોને પોષણ આપવાથી થતો નથી, પરંતુ વિષયોને મર્યાદામાં-હદમાં લાવી મૂકવાથી વિષયોની ઈચ્છા ઓછી કરવાથીજ તેનો વિજય થઈ શકે છે

સુંદરતા ધારણ કરનારા શુભ વિષયો કોઈ નિમિત્ત યોગે અસુંદરતાવાળા અશુભ બની જાય છે અને અશુભતા ધારણ કરનારા વિષયો નિમિત્ત યોગે સુંદર કે શુભ બની શકે છે તો કોના ઉપર રાગ કરવો અને કોના ઉપર દ્વેષ કરવો?

તત્ત્વથી વિચાર કરીએ તો પદાર્થોમાં શુભાશુભપણું નથી પણ આપણા મનમાંજ શુભાશુભ-સારૂં નરસું વિશેષે રહ્યું છે કેમકે એકનો એકજ વિષય કોઈ કારણથી આપણને સારો લાગતો હતો તે નો તેજ વિષય કાળાંતરે કે રૂપાંતર થતાં કારણવશાત ઘણોજ અપ્રિય થઇ પડે છે અને જેના ઉપર આપણને અણગમો હતો જેની આપણે ઈચ્છા પણ કરતા ન હતા તેજ વિષય કોઈ પ્રસંગે એટલો બધો પ્રિય થઈ પડે છે કે તેનો ત્યાગ કરવો પણ ગમતો નથી

પદાર્થો તો પોતાના સ્વભાવ પ્રમાણે પોતાનું સ્વરુપ બતાવીને ઉભા રહેશે. તેમાં રાગદ્વેષ કરવો કે ન કરવો તે આપણા પોતાનાજ હાથમાં છે મનને સુધારવાની કે સમજાવવાની જરૂર છે પદાર્થો કાંઈ પોતાનો સ્વભાવ બદલાવીને સુધરી શકવાના નથી કે આપણે તેને સુધારી શકવાના નથી ઈન્દ્રિયોને કાબુમાં ન રાખવી તેજ આપત્તિનો દુઃખનો માર્ગ છે અને તેનો જય કરવો તે સંપત્તિનો માર્ગ છે

ઈન્દ્રિયોનો જય કરવો તે સ્વર્ગ છે અને ઈન્દ્રિયોને આધીન થવું તે નરક છે અર્થાત ઈન્દ્રિયોનો જય કરનારને સ્વર્ગ જેવાં શાંતિ દાયક સુખ મળે છે અને ઈન્દ્રિયોનો ગુલામ-આધીન થનારને નરક જેવાં અશાંતિ ઉપજાવનારાં દુઃખો મળે છે

## બોલ પાંત્રીશમો.

શરીર એ રથ સમાન છે ઇન્દ્રિયો એ ઘોડા [illegible] સમાન છે આત્મા દેહ રૂપી રથમા રહેનાર-મુસાફર [illegible] છે ઈન્દ્રિયો રૂપી ઘોડાઓને કાબુમા રાખવાથી [illegible] રસ્તે પહોંચાડી શકે છે નહિતર તોફાની ઘોડાઓ [illegible] નાશ કરે છે ગૃહસ્થ ધર્મને લાયક થવા માટે [illegible] મર્યાદિત કરવા-નિયમમા રાખવા ઈન્દ્રિયોને [illegible] ધર્મનો અધિકારી નથી

આ પ્રમાણે પાંચ ઈન્દ્રિયો અને મનને વશ ન [illegible] પ્રયાસ કરવો એ જી દગીને સફળ કરવાનો ઉપાય છે [illegible] કરીને એક બાબતને પાર પડતી મૂકવાથી [illegible] આત્માને લાભકરતા જણાય તે બાબતને [illegible] વિચારવાથી અને વિચારીને અમલમા-વર્તનમા મૂકવા [illegible] ઈન્દ્રિયો અને મનને વશ કરનાર માણસ [illegible] માર્ગાનુસારીનો ૩૫ મો અને છે લો બોલ [illegible]

આ પ્રમાણે પાંત્રીશ બોલ રૂપ [illegible] ધારણ કરનાર મનુષ્ય સમ્યગ્જ્ઞાન [દર્શન [illegible] ધર્મના વ્રતો ધારણ કરવાને યોગ્ય બને છે

## લ્હાણી કરવા જેવા
## જૈન સિધ્ધાંત ગ્રંથમાળાના ઉત્તમ પુસ્તકો
## તૈયાર છે

૧ ધર્મમય જીવન શા માટે અને કેમ ગાળવું ?

કિંમત રૂ ૧ ૪ ૦

૨ પ્રાતઃસ્મરણ અને સ્વાધ્યાય ભાગ ૧ લો.

જુદા જુદા લેખકોના ચુંટી કાઢેલા ૧૦૮ સુંદર લેખો, કાવ્યો સ્તોત્રો પ્રત્યાખ્યાનના પાઠ ગુજરાતી–ભાવાર્થ સાથે, ગુણસ્થાનની વિગત વિગેરેનો સંગ્રહ બે રંગમાં છાપેલ છે

૩. પ્રાતઃસ્મરણ અને સ્વાધ્યાય ભાગ ૨ જો

આઠ સંસ્કૃત સ્તોત્રો તેના ગુજરાતી પદ્યાનુવાદો તથા ભાવાર્થ સાથે તથા ઉત્તરાધ્યયન અને દશવૈકાલિક સૂત્રના નવ અધ્યયનોના ગુજરાતી અનુવાદ ચાર રંગમાં છાપેલ છે

૪. જૈન સૂત્રો–ઇતિહાસ અને સમીક્ષા

પાછળના પાનામાં આપેલ વિગત પ્રમાણે

નં. ૨ ૩ અને ૪ એ દરેક પુસ્તકની કિંમત રૂ ૩ ૮ ૦ છે પણ જૈન સિધ્ધાંત માસિકના નવા ગ્રાહકને રૂા. ૨–૦–૦ મા આપવામાં આવે છે

### છપાય છે–

૫ જૈન સિધ્ધાંત બોલ સંગ્રહ. ભાગ ૧ લો

૬. સામાયિક સૂત્ર ભા ૧–૨–૩

નં. ૫ તથા ૬ના પુસ્તકોની દરેકની કિંમત રૂ ૩ ૮ ૦ છે પરંતુ સને ૧૯૫૨ ના જૈન સિધ્ધાંત માસિકના ગ્રાહકને ભેટ આપવામાં આવશે

જૈન સિધ્ધાંત સભા

શાંતિ સદન, ૨૫૮ લેમિંગટન રોડ, મુંબઈ નં. ૭